બનામે ખુદા.

અલ્લાહ પાક ફરમાવે છે કે, "સીધો માર્ગ અલ્લાહ સુધી પહોંચાડે છે, અને કેટલાક રસ્તાઓ ભુલા પાડી દયે એવા છે. જો અલ્લાહ ચાહતે, તો તમો બધાને સીધો માર્ગ બતાવતે."

( તરજુમો )

# ફ઼સ્દુસ્સબીલ.

મૂળ ઉર્દુ પરથી ભાષાંતર કરી છપાવી

પ્રસિદ્ધ કર્તા


હાશિમ યુસુફ઼ ભરૂચા.

ઠે. રાંદેર જીલ્લે સુરત.



( આવૃતિ પહેલી )

પ્રત ૧૦૦૦.

કેટલાક સાહેબો તરફથી ભેટ.

સન ૧૩૩૮ હીજરી.





સુરત લીમડાચોકમાં આવેલા દેશી મિત્ર પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપ્યું.

# પ્રસ્તાવના.

## બનામે જહાંદાર જાં આફરીં.



અલ્લાહ પાકની સ્તુતિ, અને અમારા સરદાર મોહમ્મદ (સલ) અને તેમના વંશ, અને દોસ્તો અને તમામ, મોમીન, અને મુસલમાનો માટે દુઆ, અને સલામતી ઇચ્છયા પછી આ સેવક અલ્લામા શાહ મોહમ્મદ અશરફ અલી થાનવી ઝાદા મજદહુના રીસાલા કસ્દુસ્સબીલના ગુજરાતી તરજુમાને પબલીક સનમુખ ધરે તે પહેલાં કેટલાંક વાકયો કહેવાની વાંચકવર્ગ પાસે રજા ચ્યે છે. જો કે હું કોઇ આલીમ, સુફી, તેમ ફીલસુફ નથી, એમ છતાં પણ હું એટલું તો હીંમતથી કહી શકું છું કે, જે વીષયપર અલ્લામા સાહેબે આ રીસાલો લખ્યો છે. એ વીષયમાં આગલા ઘણાં બુઝુર્ગોથી અસંખ્ય પુસ્તકો લખાયલા જોવામાં આવે છે. તેમાંના ફારસી, અને ઉર્દુ ભાષાનાં લગભગ પાંચ, છ, તો મેં ઉસ્તાદની મદદ વડે અને બીજાં કેટલાંક મારી સમજ પ્રમાણે જોયાં છે. પણ આ નાનકડો રીસાલો, કે જેની તે પુસ્તકો આગળ કોઇપણ રીતે વધુ વિગતોમાં, તેમ મોટાપણામાં ગણત્રી નથી. એમ છતાં પણ એમાં આશ્ચર્ય પમાડે એવી ખુબીઓ એ છે કે, એમાં જે બાબતો બતલાવવામાં આવી છે, તે ઘણીજ જરૂરી, રસમય, વખણાયલી, ટુંકી, અને જલદીથી અસર કરે એવી છે; તેમ નવા અને થોડો ઇલ્મ રાખનારાને માટે અકસીર સમાન છે. અને તે આલીમો કે જેઓ એ વિષય જાણવા માટે ઉત્તસાહી, અને ઉમંગી હોય, તેઓને પણ મોટો લાભ મળી શકે છે. એ રીસાલો તો એક મીઠાઇનાં રમકડાં સમાન છે. કે એનેથી નાના બચ્ચાંઓ મન રીઝવે છે, અને ભુખની મહાન વેદના પણ દુર થઇ શકે છે, કર્ત્તાએ એ રીસાલો ચાલુ જમાનાનો હવા જોઈ, અને લોકોની તબીયતનો તરેહુતરેહનો ખ્યાલ સંપુર્ણ રીતે વિચારી લખેલો જણાય છે. કારણ કે એનું લખાણ એ ખ્યાલનો આપણને ચિતાર આપે છે.

ઇસલામએ ઘણાં વિષયોનો સંગ્રહ કર્યો છે. પણ આ "સુલુક"નો રસ્તો એવો તો ગુચ્છવણ અને વિદ્વત્તાભર્યો છે કે, એમાં મોટા મોટા વિદ્વાનો પણ ચકકર ખાઇ જાય છે, એમ છતાં પણ હું જરાએ અપવાદ વગર કહી શકું છું કે, કર્ત્તાએ એટલા બધા ખંતની સાથે એ બાબતને સમજાવવાની કોશીશ કીધી છે કે ભાગ્યેજ

કોઇ એવી રીતે સમજાવી શકે. તો પણ આમ લોકોને એના સિધ્ધાંતો, અને તેના ભાવાર્થ સમજવા કોઇ આલીમ અથવા કોઇ એ રસ્તાના જાણનાર પાસે જવું પડશે. કારણ કે અગર કર્તાએ ગમે તેટલી સહેલાઇથી બાબત સમજાવી હોય, પણ જો તે બાબત કઠણ હોય, તો જરૂર ગુંચવણ ઉત્પન્ન થશેજ.

સુલુકની અભિલાશા રાખનારા સાહેબોની કર્તાએ ચાર તરેહ બતાવી છે. તે સાહેબોને મારી નમ્રતાપુર્વક અરજ છે કે, કર્તાએ જે હીદાયતો અને અમલો, તેમજ જીકરો વેગેરે નીચેના દરજાથી ઉપર ચઢતા બતાવ્યા છે. તે બાબતો વાંચતી વખતે પહેલાં પોતાની તરફ જુએ, અને વિચારે કે હું કયા લોકોમાંથી છું. અને તેવણ જે દરજાના હોય તેનેથી ઉપરના દરજા માટે જે જે હુકમો લખ્યા છે. તેના તરફ વધુ લક્ષ ન આપે, અને પોતાને માટે જે જે બાબતો હોય તેને જોયા કરે, કારણ કે પહેલાં તો તેવણની સમજમાં થોડી જાણના આધારે તે બાબત આવશે નહીં. અને તેમાં તરેહતરેહની શંકાઓ કરવાનું દીલ થશે. કારણ કે સ્વાભાવિક ટેવો વિચિત્ર તરેહની હોય છે. પણ હાં! ઉપરના દરજાવાળાને તો બધી હીદાયતો, અને હુકમો જોવાની ખાસ જરૂર છે.

આ રીસાલો મુરીદો, તેમ મુરીદો થવાની ઉમંગ રાખનારાઓ તેમ બીજા દરેકને જોવાની ખાસ જરૂર છે. મુરીદ થએલાને તો ફાયદો કરશેજ, એમાં તો કાંઇપણ કહેવાની જરૂર નથી. અને થનારાઓ માટે એ લાભ છે કે આજકાલ કેટલાક લંપટ નાથો પીરો બની લોકોને દુનયાની લાલચ માટે ગુમરાહ કરવામાં જરાએ અફસોસ કરતા નથી. માટે કેવા પીરના મુરીદ થવું જોઇએ તેનું ઘણુંજ વિગતવાર બયાન આ રીસાલાની ત્રીજી હીદાયતમાં જુએ. નહીં તો મોટા ફીતનામાં પડવાનો ભય છે. કારણ કે મુરીદ થવું એ કાંઇ મશકરીનું કામ નથી, એક મહાન સાહસ છે.

મજકુર રીસાલો કર્ત્તાએ પહેલી આવૃતિમાં દસ હીદાયતો અને દીબાચાપર તમામ કર્યો હતો. પણ બીજી આવૃતિમાં કાંઇએક નસીહતોમાં વધારો કર્યો છે. મેં તે દરેકનો સરળ ચાલુ ગુજરાતીમાં તરજુમો કર્યો છે. અસલ રીસાલાનો તરજુમો કરવામાં કાંઇપણ વધારો ઘટારો કર્યો નથી. કેટલાક શબ્દો જેવા કે સુલુક, ઉર્ફ, જીકર, શગ્લ, તસવ્વુફ, વેગેરે કે જેનો ગુજરાતીમાં તરજુમો કરી લખવાથી કોઈ કોઇ જગ્યાએ વાક્ય કઠણ થઇ જાય તે માટે, અને કોઇ જગ્યાએ ગુજરાતી શબ્દ ન છાજતો લાગવાના કારણે તે શબ્દને કાયમ અને કોઇ જગ્યાએ માહાવરા મુજબ લખ્યો છે. ને શબ્દો આમ લોકો સહેલાઇથી સમજી શકે તેવા ખ્યાલથી એ પાંચ

દશ શબ્દોના અર્થો પ્રસ્તાવનાને છેડે લખી દીધા છે. મારી જીંદગીમાં પુસ્તક પ્રગટ કરવાના કામનું આ રીસાલાનો તરજુમો પ્રારંભ છે. માટે જો તરજુમામાં કાંઇ ભુલ કોઇ સાહેબને જણાય તો સુધારી લયે, અને મને પણ ખબર આપી આભારી કરે. ઓ અલ્લાહ? જેઓને આ તરજુમાથી લાભ હાંસલ થાય તે લાભ હાંસલ થવાને તું મારી મુક્તિનું સાધન બનાવ? આમીન.

ભાષાંતરકર્ત્તા.

## કેટલાક અરબી તેમ મહાવરાના શબ્દોની ટુંક સમજ.

સુલુક–તસવ્વુફ, સફાઇનો રસ્તો, સુફીયોના મહાવરામાં ખુદાપાકથી નજદીકી મેળવવાને કહે છે.

ઉર્ફ–સુફીયોના મહાવરામાં ખુદાપાકથી ઓલખાણ.

જીકર–જીભ અથવા દીલ વડે અલ્લાહની યાદ.

શગલ–અમુક આસન નક્કી કરી ખાસ અવયવોની હરકત વડે ધ્યાનને એક જગ્યાએ જમાવવું, ગુજરાતીમાં સમાધી.

જાકેર–જીકર કરવાવાળો.

શાગેલ–શગલ કરવાવાળો.

સાલેક–સુલુક કરવાવાળો.

તસવ્વુફ–સુલુક.

જહર–અવાજ સાથે જીકર કરવો તે,

ઝર્બ–જીકર કરતી વખતે હાલવું તે.



# તે ખુદાના નામથી શરૂ કરૂં છું કે જે બક્ષેશ કરવાવાળો અને દયાળુ છે.



તમામ સ્તુતિ તે અલ્લાહુને માટે ઘટીત છે કે જે દબદબાવાળો (તમામ પેદા થએલી ચીજોનો) માલેક છે. અને તેનીજ તરફ મનગમતા રસ્તાનું છેવટ છે. અને દુરૂદ અને સલામતી અમારા સરદારના ઉપર હોજો કે, જેવણનું પવિત્ર નામ મોહુમ્મદ (સલ) છે. અને તેવણ એવા છે કે જેવણના કમાલોનો જવાબ નથી. અને તેવણ પોતે એ રસ્તાની એક ઉત્તમ દલીલ થઇ પડયા છે. અને તેવણના વંશીઓ, અને દોસ્તો પર પણ દુરૂદ અને સલામતીઓ થાઓ કે, જેઓએ એ રસ્તા માટે પોતાના જાનો માલોને (કે જે કાંઇ તેઓ પાસે હતા) નીસાર કર્યા, ત્યાં સુધી પણ ઇસલામનો ફેલાવો કર્યો. (અગર માનવાવાળાઓએ પોતાની ઇજ્જત રાખી માન્યું અથવા બેઇજ્જત થઇ,)

આ કેટલીએક સુલુકના વિષય પર હીદાયતો છે, કે જે ઘણીજ ટુંકી અને જરૂરી છે. એ લખવાનું કારણ એ છે જે, ચાલુ જમાનામાં અકસર લોકોની વલણ એ તરફ થતી જાય છે. પણ કેટલાક તો અજ્ઞાનતાના કારણે ખોટે માર્ગે અને ભુલોમાં ફસી જાય છે. અને કેટલાક જો કે ભુલોમાં પડતાં નથી પણ ખબરો ન હોવાનાં કારણે નીચલા શેરો ના ઘટિત થઇ જાય છે.

×"યક સબદ પુરનાં તોરા બર ફર્કે સર"
"તો હમી જોઇ લબેનાં દર બ દર"
"તા બ ઝાનુઇ મયાંને જુએ આબ"
"વઝ અતશ વઝ જુઅ ગશ્તસ્તી ખરાબ"

એ માટે તરીકો, અને ઇચ્છા, બન્નેની કૈફયત ઘણીજ સેહલાઇ સાથે બયાન કીધી છે. પહેલાં એ વીશે મને કેટલાક સાહેબોએ ભલામણ પણ કીધી હતી પણ તે વખતે એ વાત મારે ગળે ઉતરી નહીં. માટે ઉજર કરી દીધો હતો. પણ હવે એનું વખત આવી ગયું છે. રીસાલો ઘણો મોટો થઈ જાય તે માટે દરેક બાબતને માટે દલીલો અને મીસાલો આપી નથી. માત્ર કુરાન શરીફ, હદીસ શરીફ, ફેકહાનાં લખાણો, ઇમામોનાં મતો, અને મારા મરહુમ શેખ (રહ) ની બતાવેલી જાણોનેજ લખી છે. ખુદા પાક આ રીસાલાને એના નામ પ્રમાણે અને તાલેબોને તેમની મુરાદે પહોંચાડે,

× ટુકડો રોટલીનો તારા શીર પર હોવા છતાં તું તેને માટે બારણે બારણે ભટકે છે. જાંગો સુધી પાણીમાં ઉભો છે છતાં તરસ્યો હોવાનું કહે છે અને ભુખ અને તરસથી પીડાય છે?

અને આ ફકીરને પણ સારે ઠેકાણે લગાડે. આમીન.

**હીદાયત પહેલી.** સુલુક કે જેને ઉર્ફમાં તસવ્વુફ કહે છે. એની બીના બે રીતે છે. એક તો એ કે જાહેર કામોની બાંધણીને અવયવી જરૂરી કાર્યોથી, અને બાતીનને ખરા અકાયદ અને છુપા અખલાક, જેમ કે સારી વર્તણુક, ઉપકાર, શંતોષ, પરહેજગારી, નમ્રતા, વેગેરેથી બાંધવું, અને શણગારવું. અને બીજી બીના એ છે કે, જે ઇબાદતો કે જરૂરી નથી (એટલે ફરજ વાજેબ કે સુન્નત નથી) તેને પણ તે રોજીંદા જીકરોની સાથે મેળવવી. ઉપલી બે બીનાઓ સુલુકની થઇ. એમાંની પહેલી બીના તો દરેક મુસલમાનોપર ફરજે એન છે. અને તે બીનાને હાંસલ કરવા માટે બે ચીજોની જરૂરત છે. તેમાં એક તો જરૂરત જોગો ઇલ્મે દીન શીખવો* અને ઇલ્મ ઉપર અમલ કરવાની હીંમત રાખવી કે, જેથી નફસ ફતેહમંદ ન થાય. ઉપલું બયાન સુલુકની પહેલી બીનાનું થયું. સુલુકની બીજી બીનાને આજકાલ તસવ્વુફ અને દુરવેશી કહે છે. એ દરજામાં દાખલ થવાથી કોઇ જરૂરી ઇબાદત કે જેનું બયાન ઉપર થઇ ગયું છે. તેમાં ખલલ પહોંચશે. તો એમાં દાખલ થવું મના, અને શરએના વિરૂદ્ધ ગણાશે. જેમ કે કેટલાક નાદાનો બાલબચ્ચાંઓને અન્ન અને વસ્ત્ર વિનાના તજી દુરવેશીનો દમ ભરે છે.

**હીદાયત બીજી.** સુલુકની બીજી બીનાની રીત એ છે કે, પહેલાં ગુનાહોથી તોબા કરે, અને કોઇપણ જરૂરી ઇબાદત પહેલાં છુટી ગએલી હોય તો તેને અદા કરે, અને ઇબાદતનો કોઇપણ હક તેને માથે રહી ગયેલો હોય તો તેને અદા કરવાનો બંદોબસ્ત કરે. અને કોઇપણ માણસનો હક તેના ઉપર બાકી હોય તો તેને પુરો કરે, અથવા માફ કરાવી લ્યે નહી તો વર્સો સુધી ટકકર માર્યા કરશે, તો પણ મૂળ હેતુ મેળવી શકશે નહીં. અને તોબા કરતી વખતે ભવીષ્ય માટે એવો મક્કમ ઠરાવ દીલમાં કરે કે, હકતઆલા અને તેના રસુલ (સલ)ની તાબેદારી કરવામાં અગર મારી જાતપર ગમે તેવી નુકસાની પછી તે માલપર હોય કે જાનપર હોય તેને હું સહેલાઇથી સહન કરીશ. અને દુનયાની ગમે તેવી મસલેહત મૈલાની તાબેદારી કરવામાં, ગમે તેવી રીતે તુટી જતી હશે, અને તેના તુટવાથી દુનીયાના લોકો તેને જીંદગી સુધી ધિકકારની નજરે જોશે, તો પણ પરવા ન કરીશ. તેમ તે પવિત્ર તાબેદારીને જીંદગી સુધી ન તજીશ, એવો મકકમ ઠરાવ જ્યાં સુધી ન હોય ત્યાં સુધી કદી પણ એ માર્ગમાં ઝીપલાવે નહીં, કારણ કે જ્યાં સુધી ઉપલી બાબતોને સંપુર્ણ રીતે વળગી રહેશે

* કીતાબો પઢીને અથવા આલીમોને પુછીને પઢવું અરબીમાં હોય. અથવા કોઇપણ ભાષામાં હોય. ઇલ્મે દીનની જરૂરી જાણ માટે આ ફકીરની બેહસ્તી ઝેવર, સફાઇએ મોઆમેલાત, અને મીફતાહુલ જન્નાહ ભાગ ત્રીજો ઘણોજ ઉપયોગી છે.

નહીં, ત્યાં સુધી તે કદી પણ તાલેબે હક કહેવાશે નહીં. શાએરે શું મજાનું કહ્યું છે કે,

× "અય દીલ આં બેહકે ખરાબ અઝમયે ગુલગુંબાશી"
"બે ઝરો ગંજ બસદ હશમતે કારૂં બાશી"
"દર રહે મન્ઝીલે લયલાકે ખતર હાસ્ત બજા"
"શર્તે અવ્વલ કદમ આંનસ્તકે મજનું બાશી;"

જ્યારે તૌબા અને ઇરાદો બન્ને ઠીક થઇ જાય, ત્યારે જરૂરી ઇલ્મે દીન શીખે કે જેનું બયાન ઉપર થઇ ગયું છે, પછી કોઇ કામીલ શેખની શોધ કરે, કામીલ શેખનું બયાન આગળ આવશે,

**હીદાયત ત્રીજી.** શેખ કામીલ તેજ માણુસ ગણાશે કે, જેમાં નીચેની બાંબતો મળી આવે, (૧) જરૂરત જોગો ઇલ્મે દીન જાણુતો હોય (૨) અકાયદ અને અમલો અને અખલાકમાં શરઅનો તાબેદાર હોય (૩) દુન્યાનો લોભ ન રાખતો હોય, અને પોતાના કમાલપર દાવો ન કરતો હોય, કારણુ કે એ પણુ એક દુનયવી ફરેબ છે (૪) કોઇ કામીલ શેખની સોહબતમાં થોડી મુદ્દત રહ્યો હોય (૫) તે જમાનાના આદેલ મૌલવીઓ, અને શેખો તેને સારો સમજતા હોય. (૬) આમ લોકો કરતાં વિદ્વાનો, અને પરહેજગારો તેની તરફ વધારે વલણુ કરતા હોય. (૭) તેના મુરીદોના મોટા ભાગની સ્થીતી શરએની તાબેદારી તરફ વલણુ રાખતી હોય અને †દુન્યાને ધીક્કારતી હોય. (૮) મુરીદોને તાલીમ કરવામાં મહેરબાની રાખતો હોય, અને મુરીદોમાંથી કોઇની બુરી વાત શાંભળે અથવા જુએ, તો તેને માટે રોકતો હોય, દરેકને પોતાની મરજી પ્રમાણે ન ચાલવા દેતો હોય. (૯) તેની સંગતમાં થોડા દીવસ બેસવાથી દુન્યાની મહોબતમાં ઘટાડો અને હકતઆલાની મહોબતમાં વધારો થાય. (૧૦) પોતે ઘણોજ જીકર કરવાવાળો હોય. કારણુ કે પોતે જ્યાં સુધી વધારે જીકર ન કરશે ત્યાં સુધી તાલીમમાં બરકત થશે નહીં. ઉપલી બાબતો જે માણુસમાં મળી આવશે, તે કામીલ શેખ ગણાશે. કામીલ શેખમાં નીચલી બાબતો જોવાની નથી. કે એનેથી કોઇ કશ્ફ અથવા કરામત જાહેર થાય છે કે નહીં. અથવા એ જે દુવા કરે છે, તે કબુલ થાય છે કે નહીં. તેમ કોઇપર નજર નાખી તડપાવી

× અય દીલ એજ શ્રેષ્ટ છે કે તું ગુલાબી રંગના શરાબથી ખરાબ થઇ જાય; અને વગર દૌલતે અને ખજાને કારૂન જેટલો દબદબો અને ઇજ્જત પેદા કરે. આ લયલાની શોધખોળના રસ્તામાં ઘણુંજ ભયો અને ડરામણું દેખાવો નજરે પડશે. માટે તારે જોઇએ કે પહેલાં તું મજનું થઇ જા.

† ચીસ્ત દુન્યાં અઝ ખુદા ગાફેલ શુદન. "અર્થ" દુન્યાં શું છે ? માત્ર ખુદાને દીલથી ભુલાવી દેવો એનું નામ દુન્યા છે આજકાલ કેટલાક લોકો દુન્યાના અર્થ જુદી જુદી રીતે બતાવે છે પણુ દુન્યાના ખરાં અર્થ મૌલાના રૂમ (રહ)એ જે ઉપલા મીસરામાં બતાવ્યા છે તેજ ખરા છે. હા૦ મુ૦ ભ૦

દે છે કે નહીં. ઉપલી બાબતોને વીલાયત અને બુઝુર્ગી સાથે કાંઇપણ સંબંધ નથી. કારણ કે એવી બાબતો તો નફસપર તરેહતરેહના અમલો કરવાથી મુસલમાન વગર કોઇ બીજો પણ મેળવી શકે છે. તેમ એનેથી જેવો જોઇએ તેવો નફો મળી શકતો નથી. કારણ કે એની અસર સદા રહેતી નથી. હાં! અગર કોઇ ઘણોજ ઠોઠ મુરીદ હોય. અને તેપર જીકરની જરાએ અસર ન થતી હોય, તો તેની ઉપર કોઇ કોઇ વખતે નજર નાખવામાં આવે છે. કે જેથી તેની જાતમાં જીકરથી અસર થવાનું ખમીર પેદાં થાય.

**હીદાયત ચોથી.** જ્યારે કામીલ શેખ મળી આવે, ત્યારે તેનેથી મુરીદ થવાનો ઇરાદો કરે, મુરીદ થવામાં દરેકનો ઇરાદો સરખો હોતો નથી. કેટલાક તો એવા ઇરાદાથી મુરીદ થાય છે કે, આપણે પણ કશ્ફો કરામતવાળા થઇશું. મેં ઉપર જણાવી દીધું, છે કે, કશ્ફો કરામત ખુદ પીરમાં પણ હોવી જરૂરી નથી. તો બીચારો મુરીદ શી ગણત્રીમાં! કેટલાક એમ સમજે છે કે, એ રસ્તે પડવાથી પીર સાહેબ આપણા પાપોની ખુદા પાક પાસે માફી કરાવી આપશે. માટે મુરીદ થઇ આપણે આપણા ધ્યાનમાં આવશે તેમ કરીશું. એઓ પણ તદન ભુલભર્યા રસ્તે ભુલા પડયા છે. કારણ કે ખુદ હુજુરે આલમ (સલ) એ ફરમાવ્યું છે કે "ઓ ફાતેમાં તું તારા આત્માને (સારા અમલો કરી) આગથી બચાવ?" વળી કેટલાક તો એમ સમજે છે કે, પીર સાહેબ એક નજરમાં આપણને પણ તેમના જેવા બનાવી આપશે. જેથી આપણને મહેનત, તેમ પાપોને તજી દેવાનો ઇરાદો પણ કરવો પડશે નહીં. જો એમજ હતે તો હજરત (સલ)થી વધારે નજરના કામીલ કોણ થઇ શકે છે. અને સહાબા (રદ)ને કાંઇપણ કરવું પડતે નહીં. અને જો કદાચ કોઇ એવો બનાવ બની ગયો તો શું થયું? આપણા ઉપર પણ એમ બનશેજ એની ખાત્રી શી? ખાત્રી વગરની ચીજના ભરોસે બેસવું કેવળ મુર્ખાઇ છે, કેટલાકો તો વળી એમ સમજે છે કે, એ માર્ગે પડવાથી જોશ, બુમ, બરાડા, મસ્તી વેગેરે સારી રીતે પેદા થશે. અને ઇશ્કની મસ્તીના અવાજોના ઘા માર્યા કરીશું. અને પાપો કરવાની ટેવ પોતાની મેળે છુટી જશે, અને સારાં કામો પોતાની મેળે થયા કરશે, અને દીલમાં જે ખોટી શંકાઓ ખતરાઓ ઉત્પન્ન થાય છે તે પોતાની મેળે દુર થઇ જશે. અને માત્ર એક બેહોશીનોજ ખ્યાલ રહેશે. એ વિચાર જો કે ઉપરના વિચારો કરતાં કાંઇએક ઠીક છે. એમ છતાં પણ એ ઇરાદાનો કરનાર અભણ છે કારણ કે ઉપલા કામો જો કે કેટલેક દરજ્જે સારાં તો છે. પણ એમ થશેજ અને એમ કરીશું એની ખાત્રી શી? કારણ કે એ આપણા અખત્યારની વાત નથી. કેમકે નફસ લેહજત અને વિખ્યાતીને પસંદ

કરવાવાળો છે. અને તાલેબે 'હકને હક વગર એ જોશ, ખરોશ, મસ્તી, તુફાનનું શું કામ છે? શું સાંભળ્યું નથી?

*"ફીરાકો વસ્લ ચે બાશદ રજાએ દોસ્ત તલબ"

"કે હેફ બાશદ અઝઓ ગેરેઓ તમન્નાએ"

"રોઝહા ગર રફ્ત ગો રવ? બાક નેસ્ત."

"તો બમાં અય આંકે ચું તું પાક નેસ્ત."

"બસ ઝબુને વસવસા બાશી દીલા"

"ગર તરબરા બાઝ દાની અઝ બલા"

ઉપલી આશા રાખનારા માણસની ઉમ્મેદનું છેવટ બે રીતે આવી શકે છે, તેમાં એક તો એ કે, આંપણે એમ માની લ્યો કે. તેની આશા ફળી, તો તેથી તે એમ સમજશે કે હું સાહેબેકમાલ થઈ ગયો. અને તેથી તેની આગળ વધવાની ઉમ્મેદ ભાંગી પડી. અને પોતાને સાહેબેકમાલ સમજવાથી તાબેદારી, અને પરહેજગારીથી તે બેફીકર થઇ જશે, અથવા તુચ્છ તો ગણશેજ. અને જો તે ઉપલી બાબત ન મેળવી શકયો, તો ન મળ્યાનો ગમ તેને ખાઇ જશે. કારણ કે જે માણસો કે એવી ચીજને ચાહે છે કે જે તેના અખત્યારમાં નથી. તે માણસ સદા દુઃખી રહે છે. વળી કેટલાક તો એમ સમજે છે કે પીરસાહેબના અમલો ઘણાજ ફતેહમંદ છે. માટે જરૂરતને વખતે તાવીજ, પલીતાઓ, વગેરે લઇ કામ કાઢી લઇશું. અથવા એમ સમજે છે કે પીરસાહેબ જે દોઆ કરે છે તે કબુલ થાય છે, માટે આપણને જ્યારે કોઇ મુકદ્દમા વગેરેમાં કામ પડશે ત્યારે એવણની પાસે દુઆ કરાવી આપણું કામ આંપણી મરજી મુજબ કાઢી લઇશું. એપરથી તો જણાય છે કે, હકતઆલાએ પોતાની ખુદાઇ પીરસાહેબના હાથમાં આપી દીધી છે. અને પીરસાહેબ જેમ જોઇએ તેમ ખુદાઇ ચલાવે. કેટલાકો એમ માને છે કે, અમો પણ પીરસાહેબની પાસે એવી દુઆઓ શીખી લઇશું અને બરકતવાળા થઇ જઇશું. અને બીમારોને ફુંક મારી તથા હાથ ફેરવી સારા કરીશું, અને મુડદાંઓને ઠોકર મારી જીવતા કરીશુ. એ બધા લોકો અવળે માર્ગે દોરવાયલા છે. તેથી તેઓ એવાં કામોને બુઝુર્ગી સમજે છે. પણ ભાઇઓ! એવી વાતોને બુઝુર્ગી સાથે કાંઇ પણ સંબંધ નથી. એવા માણસો માત્ર દુન્યાનેજ ચાહવાવાળા છે. અને એ બધા ખ્યાલો ફાસેદ છે. વળી કેટલાક તો એમ સમજે છે કે જીકર અને શગલથી ભાતભાતના પ્રકાશો, અને સરોદો શંભળાશે. એ પણ માત્ર લોભ અને મુખર્તા છે. કારણકે જીકર અને

* જ્યારે દોસ્તની રજામંદીજ મેળવવી હોય તો પછી જુદાઇ અને મેલાપ શી વસ્તુ છે? લાખો વાર ધિક્કાર છે કે તેની પાસે તેના વગર કાંઇ બીજું માંગવું. અગર દહાડાઓ ચાલ્યા જાય છે તો જવા દો? તેનો કાંઇ ગમ નથી. પણ ઓ! તું રહે! કારણ કે તારા જેવો કોઇ પવિત્ર નથી. અય દીલ! બુરા વિચારોમાં તો હવે તું ધણુંક રહયું. હવે એ બલાથી તું દુર થાય તો ઘણું સારૂં.

શગલથી એવી ચીજોનું દેખાવું, તેમ શભળાવું જરૂરી નથી. તેમ મોટી વાતતો એ છે કે, જીકર અને શગલ એ માટે કરવામાં આવતોજ નથી. અને કોઇ કોઇ વખતે તો એ પ્રકાશો અને અવાજો તેનાંજ ભેજાંનું કારણ થઇ પડે છે, કેઇ પણ છુપા આલમ તરફથી થતો નથી, અને એમ ધારો કે કદાચ કોઇ છુપું આલમ તેને દેખાયું પણ ખરૂં, તો શું થયું? તે ત્યાં જઇ શકતો નથી. કારણ કે જવા માટે તો રજાએ હકની ખાસ જરૂરત છે. ઘણી વખતે શેતાનોને પણ ફરીસ્તાઓ દેખાય છે, તેથી શું થયું? પણ ફરીસ્તાઓને જોવાથી કાંઇ શેતાન ફરીસ્તો થઇ શકતો નથી. તે તો તેઓને જોવા છતાં શેતાનજ રહયો બીજો દાખલો એનો એવી રીતે છે કે મરણ પછી કાફરોને પણ છુપું આલમ દેખાય છે. અને ઘણી છુપી ચીજો તેની આગળ પ્રકાશમાં આવે છે. પણ તેનેથી તેને લાભ શો? તે તો જેવો ને તેવોજ રહેશે. લાભતો કાંઇ પણ ઉઠાવી શકશે નહી. જયારે ઉપલી બાબતો ધ્યાનમાં આવી ગઇ ત્યારે સમજાઇ ગયું હશે કે, એવી બાબતોમાં કાંઈ પણ કમાલ નથી. માટે એવી દરેક નકામી વાતોને દીલથી દુર કરી માત્ર રજાએ હકનીજ નીયૈત રાખે. કારણ કે સુલુકનો મુળ હેતુજ એ છે. અને તે માત્ર શરીઅતના હુકમો બજાવી લાવવાથીજ પ્રાપ્ત થઇ શકે છે. માટે પીરોને જોઇએ કે શરીઅતપર ચાલવાનીજ તાલીમ આપે, અને મુરીદોને જોઇએ કે શેખની પુરેપુરી તાબેદારી કરે. * અને તેમ કરવામાં કોઇ નવીન બાબત તે પર અજવાળું ન કરે તો, જરાએ દીલગીર ન થાય કારણ કે જો કોઇ માણસ રજાએ હક મેળવવા પોતાની જીંદગી હકની યાદમાં ગાળે, અને તો પણ કોઈ બાબત તેના ઉપર ન ખુલે, એમ છતાં પણ યાદ રાખજો કે તેને તેનો બદલો આખેરતમાં જરૂર મળશેજ. અને તે જન્નતમાં જઇ શકશે. અને આગથી પોતાની જાતને બચાવી શકશે. માટે શેખના તરફથી ઉપલી વાતની તાલીમ, અને મુરીદના તરફથી તેપર મક્કમ ઠરાવ. એજ ખરી હકીકત છે. પીરી મુરાદીની તાલીમ મુરીદ થવા વગર પણ થઇ શકે છે. પણ મુરીદ થવાથી શેખના દીલમાં સ્વભાવિક રીતે એક ખાસ ખ્યાલ ઉતપન્ન થાય છે. અને મુરીદને તાબેદારીનો ખાસ ખ્યાલ રહે છે, અને એક શેખને કાયમ કરવામાં બન્ને વચ્ચે એક ખાસ પ્રેમ પેદા થાય છે. અને હાથમાં હાથ લેવો, તેમ સ્ત્રીઓને કપડું વગેરે પકડાવવું એ તો એક વખણાયત્રી રૂઢી છે એ કાંઇ મુરીદ કરતી વખતે લેવાતા કોલ કરારનો કોઇ ભાગ નથી, કારણ કે કાગળ વગેરેથી પણ મુરીદ થઈ શકાય છે. જો હાથમાં હાથ

* પણ એમ ન થવું જોઇએ કે, પીર સાહેબ એક બેઠકમાં તબલા સારંગી સાથે કંચનીનું ગાયન સાંભળે, અને મુરીદને પણ ત્યાં બેસવાનું કહે તો તેવણનો હુકમ મની બેશે. કારણકે શરએના વિરૂદ્ધ જેટલા હુકમો છે તે બધા શેતાની છે, અને ને માનનારો શેતાન છે, અને હુકમનો કરનાર શેતાનનો દાદો છે. હા૦ યુ૦ ભ૦

લેવો એનો કોઇ ભાગ હોત તો મુરીદ થતી વખતે શેખની પાસે જવું અવશ્ય જરૂરી હોત.

**હીદાયત પાંચમી** જ્યારે આપણને આમ જણાય ગયું કે હુકમો માની બજાવી લાવવા એ સુલુકનો તરીકો છે. અને એ ઝાડનાં ફળ રજાએ હક છે. ત્યારે સાબેત થઇ ગયું કે એ રસ્તામાં કોઇ પણ વાત શરએના વિરૂદ્ધ હોવી જોઇએ નહી. અને જે કેટલાક અભણો એમ કહે છે કે શરીઅત જુદી છે. અને તરીકત જુદી છે. તેઓ તદન અજ્ઞાન. અને ગુમરાહ હોવા જોઇએ જો આપણે એને જુદાં કર્યે તો જુદાં માત્ર એ બેજ રીતે થઇ શકે છે એક તો વિરૂદ્ધતાના આધારે, અને બીજી રીત તરેહના આધારે. વિરૂદ્ધતાના આધારે તો એમ કે એ બન્નેમાં પોત પોતામાં વિરૂદ્ધતાના આધારે જુદાઇ છે. દાખલા તરીકે જેમ ઇસલામ અને કુફર, કે એ બંન્નેમાં વિરૂદ્ધતાના આધારે એક બીજાથી જુદાપણું છે કારણ કે ઇસલામ એક વાતને હલાલ કહે છે. અને કુફર તેજ વાતને હરામ કહે છે. અથવા એથી ઉલટું લ્યો, કે કુફર એક ચીજને હલાલ કહે છે, અને ઇસલામ તેજ ચીજને હરામ કહે છે. ઉપલાં જુદાપણાં પ્રમાણે તો શરીઅત અને તરીકત જુદી થઇ શકનીજ નથી, કારણ કે જો એવી રીતે જુદી ગણવામાં આવશે તો બન્નેમાથી કોઇ પણ એક ઇસલામ કહેવાશે નહીં. અને બીજી રીત તરેહ (ગણત્રી)નાં આધારે. એની મીસાલ એવી રીતે છે કે, જેમ કીતાબુસ્સલાત અને કીતાબુઝ્ઝકાત. કીતાબુસ્સલાતમાંથી નમાજના મસલાઓ મળશે, અને કીતાબુઝ્ઝકાતમાંથી જકાતના મસલાઓ મળશે. નમાજના મસઅલાઓ જુદા છે, અને જકાતના મસઅલાઓ જુદા છે. પણ કીતાબુસ્સલાત એક ચીજને હરામ કહે છે. અને તેજ વાતને કીતાબુઝ્ઝકાત હલાલ કહે છે એમ થઇ શકતું નથી. એમ સમજવું તો બદદીની છે, અને જે કેટલાક અજ્ઞાનો મુર્ખ લોકો આગળ એમ કહે છે કે આ વાત શરએમાં તો હરામ છે. પણ તરીકતમાં હલાલ છે. (ખુદાની પનાહ) એ કેટલી બધી મુર્ખાઇ ભરી વાત છે હાં! અગર શરીઅતના કામોને જાહેરી અવ્યવો સાથે ખાસ કરે, અને તરીકતને દીલી મામલાઓ સાથે સંબંધ આપે તો એમાં કાંઇ વાંધા જેવું નથી. એમ કરવાથી એ એક ઇસ્તેલાહ (મહાવરો) થઇ જશે. અને ત્યારેજ "કન્ઝ" અને "હીદાયા" શરીઅતનાં મસઅલાઓની કીતાબો, અને "અહયા" અને "અવારેફ"ને સુલુકના મસઅલાઓની કીતાબો કહેવામાં વાધો આવશે નહીં. અને કન્ઝ અને હીદાયાને જેમ પોત પોતામાં જુદાપણું નથી તેવીજ રીતે હીદાયા, અહયા, કન્ઝ, અને અવારેફને પણ પોત પોતામાં જુદાપણું ગણવામાં આવશે નહીં એવી રીતે તરેહનું જુદાપણું શરીયત અને ફકીરીમાં છે. એમ કહેવામા કશો વાંધો નથી પણ જેમ શરીઅતને તમામ હુકમો માટે સંપુર્ણ કહેવામાં આવે છે. જેમ ફીકાહને માટે કહેવામાં આવે છે. તેવી રીતે તરીકતને તસવ્વુફનો સાથી. કે જેનું આમ થવું, તમામ જાહેર અને બાતેન સાથે હોય, (જેનું

બયાન પહેલી હીદાયતમાં થઇ ગયું છે) તો પછી બીજી રીત પ્રમાણે પણ જુદાપણું કહેવામાં વાંધો આવશે. અને જે માણુસે કહ્યું છે કે. "હર કન્ઞો હીહાયા ન ત્વાં યાફ્ત ખુદારા," એને અમો ઇસ્તેલાહ કહીયેં છીયે, એટલે ખુદા પાકના હુકમો દીલથી બજાવી લાવશે તોજ હકતઆલાને જોઇ શકશે.

**હીદાયત છઠી** જ્યારે પાંચમી અને ચોથી હીદાયત મુજબ નીય્યત ઠીક થઇ જાય, ત્યારે મુરીદ થવા પછી જો બની શકે તો શેખની ખીદમતમાં થોડી થોડી વાર બેસ્યા કરે. અને એમ ન થઇ શકે તો કોઇપણ જગ્યાએ રહી તેની તાલીમ પર અમલ કરવો શરૂ કરે. અગર મુરીદ થતી વખતે પણ હાજર ન થઇ શકતો હોય તો કશો વાંધો નથી, કોઇ ભરોસા લાયક માણુસ મારફતે અથવા કાગળ લખી પણ મુરીદ થઇ શકાય છે. તાલીમનો ઢબ દરેક શેખોનો જુદો જુદો હોય છે તનો સંપુર્ણ એહવાલ આ પુસ્તકમાં લખવાની કાંઇ જરૂર નથી. પણ એક ઘણોજ ટુંકો અને વખાણવા લાયક તરીકો, કે એને શ્રેષ્ટની જે ઉપમા આપીશું તે શોભશે. તેને મારા દોસ્તો અને ખાસ કરી સદા જીકર કરવાવાળાંઓ માટે લખું છું. મને ખુદા પાકથી પુરી ઉમ્મેદ છે કે, એ મુજબ ચાલવાવાળો કદી પણ નીરાશ થશે નહીં. અને જો કોઇ શેખ પોતાના મુરીદોને એ પ્રમાણે ચાલવા કહેશે તો ઘણુંજ સેહલું થઇ પડશે. અને જો કોઇનો પીર કોઇને બીજી તાલીમ કરે તો તેને જોઇએ કે તે તે પ્રમાણે ચાલે. મેં જેટલી બાબતો લખી છે તે બધી શરીઅતના આધારે ઘણીજ ઉપયોગી, અને તેમાં ફેરફાર કરવાની જરાએ જગ્યા નથી. અને તે નીચે મુજબ છે.

મુરીદ ચાર તરેહના હોય છે, તેમાં એક તો આમ, અને બીજા આલીમ (દીની ઇલ્મ જાણુનાર). હવે આમમાં બે તરેહ છે તેમાં એક તો આમી મશગુલ. એટલે તે માણુસ કે જે આમ લોકોમાંથી હોય. અને જેને ધંધો, રોજગાર, બાળ, બચ્ચાં, વેગેરેની ચિંતા હોય. બીજો આમી ફારેગ, કે જે આમ લોકોમાંથી હોય પણ તેને બીજી કાંઇ ચીંતા ન હોય. ત્રીજો આલીમ મશગુલ કે જે આલીમ હોય પણ જંજાલી હોય. અને ચોથો આલીમ ફારેગ, કે જે આલીમ હોવા છતાં તેને બીજી કાંઇએ ખટખટ ન હોય.

**આમી મશગુલ** માટે દસ્તુરે અમલ એ છે કે, પહેલાં તો તે અકાયેદ અને જરૂરી દીની મસઅલાઓ શીખી લ્યે. અને તે પર મક્કમતાથી અમલ કરે. અને કેઇ નવી વાત તેના ધ્યાનમાં ન આવે તો કોઇ ભરોસા લાયક મોલવીને પુછી લ્યે અને જો તેનો પીર આલીમ હોય તો તેને પુછવું વધારે બહેતર છે. અને જો બની શકે તો પાછલી રાત્રે તહજ્જુદ પઢે નહીં તો ઇશાબાદ વિતર આગળ થોડીક નફીલ નમાજો, તહજ્જુદ બદલે પઢી લ્યે. અને પાંચે વખતની નમાજ પછી અગર વખત મળે તો એકસો વાર "સુબહાનલ્લાહ" અને એકસો વાર "લાઇલાહા ઈલ્લલ્લાહ" અને એકસો વાર "અલ્લાહો

અકબર” અને સુતી વખતે એકસો વાર ઇસ્તેગફાર પઢે. અને દર વખતે ઉઠતાં બેસતાં દુરૂદ શરીફ પઢયા કરે. દુરૂદ શરીફની ગણત્રીની કાંઇ જરૂર નથી. તેમ દુરૂદ શરીફ પઢતી વખતે વજુ પણ ન હોય તો વાંધો નથી. અને દર વખતે હાથમાં તસબીહ લઇ ન ફરે. અને જો કુરાન શરીફ પઢેલો હોય તો દરરોજ થોડા ભાગની પણ તીલાવત કરે. અને દસમી હીદાયતમાં જે પુરૂષો અને સ્ત્રીઓને જે નસીહતો લખી છે તેને વાંચ્યા કરે, અથવા સાભળ્યા કરે. અને કદી કદી પીરની પાસે જયા કરે. અને જો પીર હાજર ન હોય તો કોઇ સારા બુઝોર્ગ માણુસ કે જેવણુના અકાયદ સારા હોય તેમની પાસે જયા કરે પણ દર વખતે પીરને ત્યાં કાંઇ ભેટ લઇને ન જાય, કારણુ કે એ એખલાસના વિરૂદ્ધ છે અને બાકીનો વખત હલાલ રોજી કમાવામા, અને બાલ બચ્ચાઓનું પોષણુ કરવામાં ગાળે. અને આમી સ્ત્રીઓને જોઇએ કે પુરસદના વખતે ઘરનો કારોબાર, તેમાં ખાસ કરી પોતાના ધણીની ચાકરી કરવામાં ગાળે. અને ધણીની રજા વગર પીરને ત્યાં પણુ ન જાય. અને હેજની હાલતમાં પણુ વજુ કરી ઉપલા વજીફાઓ પઢી લ્યે. પણુ કુરાન શરીફની તીલાવત ન કરે કારણુ કે એ હાલતમાં કુરાનશરીફની તિલાવત કરવી મના છે.

આમી ફારેગને માટે પણ આમી મશગુલની જેમ કરવનું છે, માત્ર વધારામાં એટલું કે, અગર બની શકે તો પીરની ખીદમતમાં રહે. પણુ પોતાનો ખાવા પીવાનો બંદોબસ્ત પોતેજ કરી લ્યે. એમ ન થવું જોઇએ કે પીરને અથવા કોઇને માથે પડે. અને જો તેની પાસે બંદોબસ્ત કરવાની સગવડ ન હોય, તો પણુ કોઇના ભરોસા પર ન રહે. કાંઇ મહેનત મજુરી કરે, અથવા જો હીંમત હોય તો હક તઆલા પર ભરોસો કરે, મળે ત્યારે ખાઇ લ્યે, અને ન મળે તો સબર કરે. અને અગર પીરની પાસે ન રહી શકતો હોય તો પોતાને દેશ રહે. અને જો ગામમાં ઘર ન હોય તો કોઇ મસજીદમાં રહે, પણુ જયાં રહે ત્યાં એકલો રહે. કોઇપણુ માણુસ સાથે વધારે મળે નહી. અને કોઇ વખતે મળવું પડે તો કામ જોગી વાત કરી તુર્ત જુદો થઇ જાય, અને વાત કરતાં જીભને ખુબ સંભાળે, કોઇપણુ વાત શરએના વિરૂદ્ધ કરે નહીં. અને જુઠું, ગીબત, બોહતાન, વેગેરેથી ખુબ સંભાળ રાખે. અને નમાજ હંમેશા જમાઅત સાથે પઢયા કરે. અને જે વખત પુરસદનો મળે તેમાં દુરૂદ શરીફ, ઇસ્તેગફાર, નફીલો, અથવા કુરાન શરીફની તીલાવત કર્યા કરે. અને જો પોતે કાંઇ પઢેલો હોય તો, કોઇ સારા આલીમની સલાહ લઇ દીની કીતાબો જોયા કરે. અને જો તે કીતાબોમાં કોઇ વાત એવી હોય કે જે તેના સમજમાં ન આવતી હોય તો તેમાં પોતાના અભીપ્રાયને જરાએ જગ્યા ન આપે. પણુ કોઇ સારા, સમજુ માણુસને પુછી જુએ, અને જો તે વસ્તીમાં કોઇ અલ્લાહ અલ્લાહ કરવાવાળા અથવા તાલેબે ઇલ્મ હોય તો પોતાના પુરસદના વખતનો મોટો ભાગ તેઓની

ચાકરી કરવામાં ગાળે, કારણ કે એથી દીલમાં બરકત પેદા થાય છે, અને પોતાની જાતને મગરૂર થવાથી બચાવી શકાય છે. અને કદી કદી નફીલ રોજાઓ પણ રાખી લ્યે. પીરોને જોઇએ કે ઉપલા બન્ને તરેહના આમીને શગલની તાલીમ ન કરે. કારણ કે એમાં જાત જાતનાં ભયો સમાયલા છે. જેની સનહુતા આમી કરી શકતો નથી પણ હાં! તેમાં સહન શક્તિ અને શોખ હોય, તો ઇસ્મે જાત ત્રણ હજારથી લઇ છ હજાર સુધી એકાંતમા બેસી પઢવાનું કહે, પણ તેમાં ઝર્બ અથવા જહર કરવાનું કહે નહીં. અને જેટલી પઢવા માગે તેટલી નફીલ નમાજો પઢે. પણ કોઇ આમી મોલવીઓની સંગતમાં તેમને જેવો થઇ ગયો હોય, તો તેને માટે કશો વાંધો નથી.

**આલીમ મશગુલ** ને જોઇએ કે પુરસદના વખતે કે જ્યારે તેનું દીલ ફીકર ચીંતાથી ખાલી હોય, તેમ વધારે ખોરાક ન લીધો હોય, તેમ પેટ તદ્દન ભુખ્યું પણ ન હોય, તે વખતે બાર હજારથી લઇ ચોવીસ હજાર સુધી ઇસ્મે જાત એટલે "અલ્લાહ અલ્લાહ" એકાંતમાં બેસી ધીમા ઝર્બ અને જહરની સાથે દીલને હોશયાર રાખીને પઢે. અને તહજ્જુદનો ખ્યાલ બરાબર રાખે. અને તેને કદી પણ તજે નહીં. અને કોઇ વખતે કુરાન શરીફની તીલાવત અને મુનાજાતે મકબુલ (અરબી) ની એક મંજીલ પઢે. અને જો કોઇ મદ્રસામાં પઢાવવા માટે નોકરીમાં હોય તો ઠીક, નહી તો પુરસદના વખતનો મોટો ભાગ કોઇ તાલેબે ઇલ્મને દીનયાત પઢાવવામાં પુરો કરે. અને સાંભળનારા શોખ રાખતા હોય, તો કદી કદી નાની વાએજ કરે. પણ વગર જરૂરી બાબત વાએજમાં કહે નહીં. માત્ર જરૂરી બાબતો બયાન કરે. અને કદાચ જરૂરી બાબતોમાં આમની લાગણી તેનેથી વિરૂદ્ધ હોય તો ઘણીજ નરમીથી અને જરા ગોળ ગોળ શબ્દોમાં કહે. પણ કહેવામાં જરાએ કીનો તેમ સખ્તી ન હોવી જોઇએ. અને વાએજ કહેવાની કાંઇ પણ મજુરી ન લ્યે. અને આમને પીછે પણ ન પડે. કારણકે એથી દુશમની ઉતપન્ન થાય છે. અને "અહુયા" ને જોયા કરે. અને શોખથી દુર રહી શગલ ન કરે. પણ હાં! જો થોડા દીવસ પીરની સંગતમાં રહી શગલ કર્યો હોય, તો વાંધો નથી.

**આલીમ ફારેગને** માટે ખાસ દસ્તુરે અમલ નીચે મુજબ છે. જ્યાં સુધી બને ત્યાં સુધી પીરની ખીદમતમાં રહે અને જીકર કર્યા કરે. તેને માટે જીકરમા તહજ્જુદ પછી બાર તસબીહ પઢવાની છે. બાર તસબીહ નીચે મુજબ છે. બસો વાર "લાઇલાહા ઇલ્લલ્લાહ" અને ચારસો વાર "ઇલ્લલ્લાહ" અને છસો વાર "અલ્લાહો અકબર" અને એકસો વાર "અલ્લાહ" એ તેર તસબીહ થાય છે, પણ એને મહાવરામાં બાર તસબીહ કહે છે, એ પઢતી વખતે ધીમેથી જહર કરે. અને દીલપર ધીમી ઝર્બ કરે. પણ જહર અને ઝર્બ ને એમ ન સમજે કે એ પણ એનો કોઇ ભાગ છે. તેમ આમ પણ ન સમજે કે, જહર અને ઝર્બથી નજદીકી જલદી પ્રાપ્ત થઇ

શકશે. એમ સમજવું તો બીદઅત છે કારણકે હદીસ શરીફમાં આવ્યું છે કે "તમો તમારા નફસોને ધીમા કરો? કારણ કે તમારો રબ્બ કાંઇ બેહરો તેમ તમારાથી છુપાઇ રહ્યા નથી." ઉપલી હદીસનાં આધારે હું કહી શકું છું કે, જહર એનો કોઇ ભાગ નથી. અને જે કેટલાકોએ જહુરને ખાસ કર્યા છે. પણ તેથી તો બીજાઓને ઇજા પહોંચી શકે છે. દાખલા તરીકે કોઇ માણસ ઉંઘતો હોય તો જહરથી તેની ઉંઘમાં ખલલ થઇ જાય છે. અને એજ કારણે હજરત ઈમામ અબુ હનીફા (રહ) એ મના કર્યું છે. બાકી જહર સાથે જીકર કરવો દુરસ્ત છે. જેમ કે બુખારી શરીફમાં હજરત ઇબ્ને અબ્બાસ (રદ) થી રીવાયતો છે કે નમાજમાં જોર અવાજથી તકબીર, તેમ વિતર પછી "સુબહાનલ મલેકીલ કુ઼ુસ" વગેરે કહેવું મના નથી. અને જહરમાં એ મસલેહત છે કે, અવાજ કાનમાં પહોંચવાથી. કાન સાંભળવામાં અને દીલ તે તરફ ધ્યાન ધરવામાં, રોકાય છે, તેથી તે વખતે બીજા વસવસાઓ હુલ્લો કરી શકતા નથી. અને એ લાભ ધીમા જહર કરવામાં પણ મેળવી શકાય છે. અને એજ હીકમત ઝર્બમાં પણ સમાયલી છે. કે ઝર્બથી સખ્તી, અને સખ્તીથી ગરમી, અને ગરમીથી રડવું, અને રડવાથી અસર અને તાબેદારી, ઉતપન્ન થાય છે. અને મહોબતમાં અસર અને તાબેદારીની ખાસ જરૂર છે. એ પરથી સાબેત થયું કે ઝર્બથી જે કેટલીક ચીજો પેદા થાય છે, તેથી મતલબ મેળવી શકાય છે. પણ વધારે ઝર્બ કરવાથી ખફગાન પેદા થવાનો ભય છે. માટે સહનતાથી વધારે કરવો ન જોઇએ. બીજી એક બાબત ઘણીજ ધ્યાન ખેંચે એવી એ વિષયની કીતાબોમાં એ જોવામાં આવે છે કે, જીકરની સાથે ગરદનને જમણી અને ડાબી બાજુએ લઇ જવી જોઇએ. એ વિશે મારો અભિપ્રાય એમ છે કે, પહેલાંનાં લોકો ઘણાંજ જોરાવર હતા, અને તેઓ સહન કરી શકતા હતા. તેમાં ઘણું કરીને તો તેઓને એમ કર્યા વગર અસર પણ થતી ન હતી. અને હાલમાં તો શકિતનું નામે નથી. અને થોડાજ ફેલથી અસર થઇ જાય છે. એ માટે વધારે હરકત દેવી ન જોઇએ. કારણ કે એથી ભેજું ફરી જાય છે. માટે માત્ર "લાઇલાહા" ને સાથે આખું શરીર જરા જમણી તરફ લ્યે, અને "ઇલ્લલ્લાહ" ને સાથે થોડી હરકત દઇ ડાબી બાજુએ શરીરને લઇ લ્યે, અને એ પણ એટલા માટે કે એક જગ્યા પર એક હાલતમાં શરીરને સ્થિર રાખવાથી પણ થાકી જવાય છે. તેથી જરા શરીર ફરતું રહે કે જેથી થાક લાગે નહીં. અને ઝર્બના વખતે ગરદનને ઝટકો આપવાની પણ કાંઇ જરૂરત નથી. માત્ર ઉચ્ચારની જગ્યાપર અવાજ જરા જોરથી મુકી દયે, કે જેથી સીનાપર અસર થઇ જાય. એવીજ રીતે બીજા જીકરોમાં પણ ઝર્બ કરે. ઉપલી બાબતો બાર તસબીહને માટે હતી. એ બાર તસ-

બીદ પછી જો ઊંઘ આવતી હોય તો જરા સુઇ જાય. અને ઊંઘ ન હોય તો ઉપલી તસબીહોમાંથી કોઇ એકને વધારી લ્યે. અથવા બેસી રહે. અને સવારની નમાજ પછી કુરાન શરીફની તીલાવત અને મુનાજાતે મકબુલની એક મંજીલ પઢે. અને પછી એકાંતમાં બાર હજારથી લઇ ચોવીસ હજાર સુધી ઇસ્મેજાત ધીમા જહર અને ઝર્બની સાથે પઢે. અને બપોરે જરા સુઇ જાય અને જોહરની નમાજ પછી અસર આગળ બાર હજારથી લઇ ચોવીસ હજાર સુધી ઇસ્મેજાત એકાંતમાં ઉપર મુજબ પઢે અને અસર પછી અગર શેખને નવરાસ હોય તો મગરેબ સુધી શેખની ખીદમતમાં રહે. અને જો શેખને પુરસદ ન હોય, અથવા શેખ દુર હોય, અથવા દીલ ન ચાહતું હોય, તો જંગલમાં, અથવા કોઇ બાગમાં, અથવા નદી કે નેહેરને કીનારે, એક લટાર મારી આવે. અથવા કબરસ્તાનમાં કે કોઇ ઓલ્યા અલ્લાહના મજારમાં ફાતેહા પઢી આવે. અને મગરેબની નમાંજ પછી એકાંતમાં બેશી મોતને તથા ભવિષ્યે થવાવાળા હીસાબને યાદ કરે. અને શું થશે તેની ચિંતા કરે. અને કયામતમાં બનવાવાળા બનાવોનો ખરો ચીતાર પોતાની સાંભે ખ્યાલ કરી ઉભો કરે, અને ખરાં દીલથી ડર હકતઆલાનો રાખે. અને તેની યાદ કરે. એથી ખુદા પાકની મહોબતમાં વધારો થશે. અને દુન્યાથી નફરત પેદા થશે અને એજ પ્રેમ ઇન્સાઅલ્લાહો તઆલા તેનો બેડો પાર કરશે. અને બાકીના બધા પુરસદના વખતોમાં દુરૂદ શરીફ પઢયા કરે. અથવા જે જીકરમાં તેનું દીલ વધારે લાગતું હોય, તેને વધારે કર્યા કરે. અને કોઇ શ્વાસ પણ તેની યાદ વગર ખાલી જવા ન દયે. અને જો એમ કરવાથી દીલમાં મકકમતા અને દીલલગી વધારે થાય, અને વસવસાઓ, અને ભુંડા ખ્યાલો ઓછા થતા જાય તો એવા માણુસને શગલની કાંઇ જરૂરત નથી. તાબેદારી, તકવો, જીકર અને મુરાકેબાને જીંદગી સુધી વળગી રહે. એનું ફળ તેને આખેરતમાં ઇન્શા અલ્લાહો તઆલા જરૂર મળશેજ. અને જો હક તઆલાને મંજુર હશે તો, દુન્યામાં પણ તેને આશ્ચર્ય ઉપજાવે એવી જાણુ પીછાણુ કરાવશે. જેને માટે મૌલાના રૂમ (રહ) ફરમાવે છે કેઃ—

*"બીની અંદર ખુદ ઉલુમે અંમ્બયા."
"બે કીતાબો, બે મોઇદો, ઉસ્તા."

અને વિચીત્ર બનાવો, બેહોશીઓ, જેમકે ખુશી, શોખ, પ્રેમ, વલણ, ડર, ભેદોનું ખુલવું, વખણાયલા પરીચયો, તેના અને હક તઆલાની વચ્ચે થશે. કે જેની આગળ તમામ દુન્યાનું રાજ્ય એક તણખાં સમાન તુચ્છ છે. એમાં પહેલાં દરેક માણુસને જુદી જુદી બાબતો આગળ આવે છે. તેને કબજે કરવી, અને સહન કરવી, ઘણુંજ કઠણ કામ છે. બીજી કેટલીક બાબતો તો ઘણીજ નાજુક છે, જેને હું લખી શકતો નથી.

* તે પોતામાં પેગમબરોના ઇલ્મોને જોશે. અને તે પણ વળી વગર કીતાબે, વગર આધારે, અને વગર ઉસ્તાદે.

માટે તેવા વખતમાં તો શેખનું પાસે હોવું અવસ્ય જરૂરી છે. કારણ કે તે દરેક બાબતો વખતો વખત સમજાવશે, અને આવતી વિગતોનો ઇલાજ બતલાવશે. તેમ શેખના પાસે રહેવામાં બીજા પણ લાભો સમાયલા છે, જે આ હીદાયતનાં છેવટમાં આવશે. એજ ઉલુમે કશ્ફે ઇલાહી કહેવાય છે. લેહજતમાં તેમ નજદીકીમાં, ઉલુમે કશ્ફે કવની એને વળગી શકતો નથી. હજરત મુસા (અલ) કશ્ફે ઇલાહીમાં આગળ વધેલા હતા, અને હજરત ખીજર (અલ) કશ્ફે કવનીમાં આગળ વધેલા હતા. એ પરથી જણાય આવશે કે કોણનો દરજ્જો મોટો હતો. પણ એ વાતપર એક શંકા ઉત્પન્ન થાય છે કે, જ્યારે હજરત મુસા (અલ) નો દરજ્જો મોટો હતો તો પછી તેવણને હજરત ખીજર (અલ) ની પાસે શામાટે મોકલવામાં આવ્યા ? તેનો જવાબ એ છે કે; તેવણને ખીજર (અલ) ની પાસે મોકલવામાં એવી મતલબ હતી કે, માણસે વાત કરતાં શબ્દોને ઘણાંજ સંભાળી વિચારીને મોઢેથી બહાર કાઢવા જોઇએ. એક વખતે મુસા (અલ) એ એક સવાલના જવાબમાં "*અના આઅલમો" કહી દીધું હતું, કે જે તેવણની ચોક્કસ જાણના આધારે ખરૂંપણ હતું! પણ સામાન્ય લોકો એના સાધારણ રીતે જે અર્થ થાય છે, તેથી ધોકો ન ખાય તે માટે તેવણને બતાવવામાં આવ્યું કે, કશ્ફે કવનીમાં હજરત ખીજર (અલ) તેમ થી વધેલા છે. જો કે કશ્ફે કવની કશ્ફે ઇલાહીના બરાબર નથી.

*હું ઘણો જાણકાર છું.

પણ ઉપલાં કલામના ખુલ્લા અર્થ ધોકામાં નાંખે એવા હોવાથી તેને કલામથી પણ પુરવાર કરવું જોઇએ.

જો કસ્ફે ઇલાહીવાળાને ઇરશાદ, સરદારી, અને રૂહાની તાલીમ આપવાનો દરજ્જો મળે તો તે "કુતુબુલ ઇરશાદ" કહેવાય છે, અને કસ્ફે કવનીવાળાને દીની તાલીમ આપવાનો દરજો મળે તો તે "કુતુબુત્તકવીન" કહેવાય છે.

જો લાંબી મુદત સુધી પણ જીકર કરવાથી દીલલગી અને એકત્રપણું ન જણાય, તો પછી તેને માટે કોઇ શગલ રાખવો ઇએ. શગલો ઘણી જાતના છે, પણ મારી સમજ પ્રમાણે સર્વથી સહેલો, અને જલદીથી મોટો લાભ આપવાવાળો શગલ "અનહદ" છે. પાછલી રાતના બાર તસબીહ પછી એશગલ કરે પણ તેને મુકરર ન કરે, કારણકે એનેથી દીલ અને ભેજું કમજોર થઇ જાય છે. એ કરવાની રીત એ છે કે માત્ર આંખ્યોને બંધ કરે અને કાનોમાં જરા જોરથી પહેલી આંગળીઓ દાબે, કે જેથી કાનો પણ બરાબર બંધ થઇ જાય, એમ કરવાથી કાનમાં એક અવાજ "*લા તકેફો ઇન્હા હદીન" પેદા થશે, અને એ શગલનું નામ "અન હદ" પણ ઘણું કરીને એજ માટે રાખવામાં આવ્યું હશે. કારણકે "અન" એ શબ્દ હીંદીમાં નકારની જગ્યાએ વપરાય છે, એટલે એના અર્થ "હદવગર" થયા. એ અવાજના તરફ દીલને ફેરવે, અને જીભવડે ઇસ્મે જાતનો જીકર ચાલુ રાખે કે જેથી એટલો વખત પણ નકામો ન જાય કારણકે આ અવાજમાં ધ્યાન રોકવું કાંઇ જીકર નથી,

*હદ વગર.

અને એ અવાજ (ખુદાની પનાહ) અલ્લાહપાકની કોઇ સીફત, તેમ છુપા આલમમાં પેદા થએલી વસ્તુઓમાંની પણ કોઇની સીફત નથી. કેટલાકો એમાં ધોકો ખાઇ ગયા છે. પણ એતો માત્ર દીમાગમાં હવા બંધ થઇ જવાથી તે ઘેરાયલો હવા મોજાં મારે છે. અને એ તરફ દોરાવાનું કારણ માત્ર એટલુંજ છે કે, એ અવાજ સ્પર્શ કરે છે, અને લેહજતદાર છે, અને કેટલીક વખતે તો તેમાં ઘણાજ સુંદર, અને આશ્ચર્ય પમાડે એવા અવાજો ઉત્પન્ન થાય છે કે, જે શગલ કરનારને બેહોશ કરી દચે છે, અને લેહજતદાર અને સ્પર્શ કરનાર ચીજની તરફ વલણ કરવાથી સ્વભાવિક રીતે બીજા ખ્યાલો દુર થાય છે. અને સંપુર્ણ એકત્રપણું પ્રાપ્ત કરવાને માટે ખ્યાલને એથી આદત પડી જાય છે. જ્યારે એનેથી ખ્યાલને આદત પડી જાય, પછી એને મુકી દચે. અને પોતાના મૂળ હેતુ તરફ પાછી વલણ કરે કે જેની ઉપર તેની પહેલાં દીલલગી થતી નહતી. ઉપલી બાબતો વિગત સાથે કહેવાથી મારો મૂળ હેતુ એ છે કે, શગલ પોતે જીકર નથી. પણ હાં! જીકરમાં સારી રીતે દીલ લગાવવાવાળો છે. એજ માટે શગલને બીદઅત કહી શકતા નથી. કારણકે આપણને જે ચીજ જોઇએ છે, તેને મેળવવાનું એ એક સારૂં સાધન છે. બારીકીથી જોતાં તો એની જડ પણ સુન્નતમાંથી હોવી જોઇએ. જેમકે નમાજમાં સજદાની જગ્યાએ નજર રાખવી. સુન્નત છે. અને એમાં હીકમ્મત એ છેકે, દીલ બરાબર એક જગ્યાએ ઠરેલુ રહે. અને બીજી જગ્યાએ ધ્યાન દોરવાય નહીં. એજ પ્રમાણે શગલનીપણ હીકમત છે. અલ્લાહ પાક વધારે જાણેછે. એવી રીતે કોઇ વખતે કદીકોઇ બીજી જાતના શગલો તેમ જીકરોમાં પણ જુદીજુદી રીતોના પ્રકાશો નજર આવે છે. તે પણ મોટે ભાગે દીમાગી અવાજથીજ હોયછે. દાખલા તરીકે કોઇ માણસ સગલ કરવાવાળો નહોય અને તે પણ એવી રીતે આંખ્યો બંધ કરે, તો તેને પણ કોઇ વખતે ભાતભાત નારંગો દેખાય છે. એથી કદીપણ ભુલાવામાં ન પડે અને પોતાનુ ખાસ ધ્યાન ન રોકે. અને એથી અગર ખરેખર થોડી ઘણી કાંઇ છુપી બાબતો પ્રકાશમા આવે (કોઇ વખતે એક જગ્યાએ ધ્યાન જમાવ્યાથી અકસર બને છે.) તોપણ તે તરફ પોતાના દીલને નરોકે. માત્ર તેનેથી લેહજત પ્રાપ્ત કરે. પછી તે બાબત ગમે તેવી હોય, પણ તેના તરફ ખાસ નદોરવાય, કારણકે તે આપણો મુળ હેતુ નથી. મારા પીર (રહ)એ કહ્યું છે કે કાળા પરદાઓ કરતાં પ્રકાશીત પરદાઓ ઘણાં કઠણ છે. માટે તાલેબને તો તેનેથી ઇનકારજ કરવો જોઇએ. અને નીચલાં કાવ્યોપર પોતાનું ધ્યાન ખાસ રોકવું જોઇએ.

*"ઇસ્ક આં શોઅલાસ્ત કો ચું બર ફરોખ્ત"
"હરકે જુઝ માઅસુક બાકી જુમ્લા સોખ્ત"
"તેગે લા દર કત્લ ગેરે હક બ રાન્દ"
"દર નીગર આખર કે બાકી લા ચે માંન્દ"
"માંન્દ ઇલલલ્લાહ બાકી જુમ્લા સોખ્ત"
"મરહબા અય ઇસ્ક શીરકત સોઝ જોફ્ત"

* ઇશ્ક તે શોઅલો છે કે, જ્યારે એ ઉઠે છે ત્યારે માશુક વગર બધી ચીજોને બાળી નાખે છે. (એટલે દીલથી દૂર કરે છે)

અગર જો કોઇનો શેખ કોઇને બીજો શગલ બતાવે તો તેને જોઇએ કે તે તે પ્રમાણે કરે. પણ શગલોમાં ચાલુ શગલ, તથા પીરનો ખ્યાલ, તથા એક વજુદનો મુરાકેબો તો કોઇ વખતે ખાસ લોકોને પણ નુકસાન પહોંચાડી દયે છે. જેમકે હુકતઆલા ફરમાવે છે કે, "દારૂ અને જુગારમાં લાભો તો છે, પણ લાભો કરતાં નુકસાનો વધુ સમાયલા છે" ઉપલા જીકરો અને શગલો કર્યા પછી જે વખત બચે તેમાં કોઇ જીકર દીલની હાજરી સાથે મોઢેથી ચાલુજ રાખે. મારા નજદીક દુરૂદ શરીફ વધારે શ્રેષ્ટ છે. પછી પઢનારનું દીલ જેમાં વધારે લાગે તે પઢે. અને માત્ર દીલી જીકરપર શંતોષ ન કરે કારણ કે એમાં કોઇ વખતે ધોકો થઇ જાય છે. અને બેખબરીની ખબર પડતી નથી. અને કોઇ વખતે તો એવું બને છે કે, તે માણુસ એ બેખબરીને પોતાની બેહોશીમાં ગરકાવ થએલો સમજે છે. અને બે ચીજોની ઘણીજ શંભાળ રાખે. એક તો બેખબરી, કે જનો ઇલાજ જીકર છે. અને બીજી સંભાળ પાપોથી બચવાને રાખે. પછી તે પાપો નાનાં હોય કે મોટાં. દીલથી થાય અથવા હાથથી, જીભથી થાય અથવા આંખ વડે, સર્વથી સારી રીતે બચે. બેખબરીથી દીલનું નુર દુર થઇ જાય છે. અને પાપો કરવાથી સારાં કામો પણ મકબુલ થતાં નથી. અને એ વેપારમાં આ બન્ને ભારે નુકસાનીના સોદા છે. અને અગર ભુલથી, અથવા દીલના છંછેડવાથી કોઇ પાપ થઇ જાય, તો તુર્ત ઘણીજ આજેજીની સાથે ખરાં દીલથી તેની તોબા કરી લ્યે. એમાં ઘણીજ બાબતોથી માણુસને સાવચેત રહેવું જોઇએ. જેમકે રીયા, અભિમાન પછી તે દીનના કમાલપર હોય અથવા દુન્યાના કમાલપર હોય. ગીબત, અથવા કોઇની શીકાયત, અથવા કોઇપર તાનો, અથવા ફીટકાર, અથવા શંકા વેગેરે બાબતો ઘણીજ નુકસાનકર્તા થઇ પડે છે. ઘણું કરીને તો વગર જરૂરી વાતો પણ દીલના પ્રકાશનો નાશકર્તા થઇ પડે છે. તેમજ શરએએ મના કરેલી વાતો તરફ ધ્યાન દોડાવવું, દાખલા તરીકે કોઇની તરફ શેહવતની નજરથી જોવું, અથવા ખ્યાલ કરવો. અથવા કોઇ સાથે નાલાયકીથી વર્તવું, અથવા વધારે ગુસ્સો કરવો. અથવા કોઇનું અપમાન કરવું. અને કોઇપર સખ્તી કરવી. વેગેરે દીલી નુરને દુર કરનાર છે. એવીજ રીતે બેખબરી પણ ઘણીજ હાનીકારક છે. અને તેમાં ખાસ કરી દુન્યવી મામલાઓ સાથે સંબંધ ધરાવતી બેખબરી ઘણીજ નુકસાન કરનાર છે. અને તેના દીલમાં ઘર કરવા પછી, જીકરથી પણ ઘણીજ મુશ્કેલીએ નીકળે છે. અસલ વાત તો એ છે કે, જ્યાં સુધી અમલ કરવાવાળાને છુપી બાતમી

હક વગર બીજી બધી ચીજોને કાપી નાંખવાને માટે જયારે "લા" ની શમશીર ચાલી, ત્યારે તું જો? કે છેવટે "લા" વગર શું બાકી રહયું? માત્ર ઇલ્લલ્લાહજ રહી ગયું, અને બીજું જે કાંઇપણ હતું તે તમામ થઇ ગયું. ધન્ય છે તને અય એક વગર બધાને? અને લેહજત વગરની ચીજોને નાબુદ કરવાવાળા ઇશ્ક ?

ન મળે ત્યાં સુધી તે જાહેરી કાયદાઓમાંજ ગુંતાયલો રહે. અને છુપા લાભો તરફ ધ્યાન જરાએ દોડાવે નહીં. એટલે કોઇ તાલેબે ઇલ્મને પણ ન પઢાવે, અને વાએજ પણ ન કહે. તેમ તાવીજ વેગેરે પણ ન આપે. તેમ મુરીદ પણ ન બનાવે તેને તો જોઇએ કે તદન ગુમનામ ખુણાંમાં એકલો પડી રહે. છુપી બાતમીઓ હાંસલ થશે ત્યારે બે ચીજો તેની નીશાનીઓ લેખે જણાશે. એક તો જીકર, અને યાદદાસ્તશકિત તેની એવી થઇ જશે કે તેને કોઇ પણ વખતે બેખબરી રહેશે નહીં. અને બીજી એ કે, હકતઆલાની તાબેદારી શરીઅતના હુકમોમાં ઇબાદતના આધારે, કારોબારી આધારે, આદતના આધારે, બોલવાના આધારે, કરવાના આધારે, તેને એટલી પસંદ થઇ જાય છે કે જેમ એક ભુખ્યા માણસને ભુખની હાલતમાં સર્વથી વધારે લેહુજતદાર ભાણું પસંદ હોય છે. અને શરીઅતના વિરૂદ્ધ હુકમો તરફ એટલો ધિકકાર છુટે છે, કે જેટલો મધને ઝેરના તરફ છે. અને દુન્યાની લાલચ તેના દીલથી નીકળી જાય છે. પણ હાં! અગર જાતી સુસ્તી અથવા વસવસા કે જેને તે પેહેલાંથી ચાહતો હતો, તે તરફ ધિકકાર ન છુટયો હોય તો તેની કાંઇ ચિંતા નહીં. ઉપલી અલામતો તાબેદારી, અને યાદદાસ્તશકિતની છે. કે જે હકતઆલાની મહોબતનો મુળ હેતુ છે. એ નીશાનીઓ દેખાયા પછી પઢાવવું, વાએજ કહેવી, તેમ દીની પુસ્તકો લખવા કે જે શ્રેષ્ટ ઇબાદતોમાંથી છે. તે કરવામાં કાંઇપણ વાંધો આવશે નહીં. અને જો શેખ રજા આપે તો મુરીદ કરવામાં પણ વાંધો રાખે નહીં. કારણ કે હકતઆલાની મખલુકને લાભ પહોંચાડવોજ જોઇએ. પણ પોતાને સદા જગતનો દાસ સમજે. શેખ જો માંગ્યા વગર પીરી મુરીદી કરવાનું કહે, તોજ કરે. એ માટે શેખની પાસે રજા ન માંગે. કારણ કે એ પણ લોભ કહેવાય છે. અને લોભમાં લાભ નથી. મારી સમજ પ્રમાણે તો મોટા થવા કરતાં નાના રહેવામાંજ સલામતી છે. હાં! હુકમ કરે તો કરવુંજ જોઇએ, કારણ કે ન કરશે તો પછી એ સીલસીલો કેમ જારી રહેશે. અને મુરીદોથી જરાએ લાલચ ન રાખે. ઘણું કરીને તો મુરીદ બનાવતી વખતે તે કાંઇ આપે તેને પણ ન લેવું જોઇએ. કારણ કે તે વખતનું લેવું બદલો લેવાની સુરતમાં ગણાસે. અને તે પછી મુરીદ કાંઇ લાવે. અને તે હલાલ રોજીનો નતીજો હોય, અને તે લેવાથી તેના ઉપર ભાર ન પડતો હોય, તો નકાર પણ નકરે. કારણ કે સુન્નત છે. અને ન લેવું, મુસલમાનનું દીલ તોડવું, અને હકતઆલાની નાશુકરી છે. તોહફો ગમે એટલો થોડો અથવા વધારે હોય, તો પણ તે લેવામાં શરમ ન કરે. અને ન લેવું તકબ્બુરીમાંથી પણ થઇ શકે છે. ઉપલા હુકમો ખાસ આલીમ ફારેગના પુરા થયા છે. એનું લંબાણ થઇ જવાનું કારણ એ છે કે, એના તાલીબ વિદ્વાન લોકો છે. અને તેઓને વધારે લંબાણ વગર કહેવાથી શંતોષ થતો નથી. ઉપલી વીગતોની ટુંક હકીકત નીચે મુજબ છે.

તહજ્જુદ, તહજ્જુદ પછી બાર તસ્બીહ, સવારની નમાજ પછી કુરાન શરીફની તીલાવત, એક મંઝીલ મુનાજાતે મકબુલ, પછી બાર હજારથી ચોવીસ હજાર સુધી ઇસ્મેજાત ધીમા જહર અને ઝર્બ સાથે એકાંતમાં. બપોરનું સુવું, જોહરની નમાજ પછી અસર થવા આગળ ઉપર મુજબ ઇસ્મેજાત, અસર પછી શેખની મુલાકાત, અથવા બાગ, જંગલ, નદી, નહેરે ફરવું, અથવા વલીઓના મઝારપર અથવા આમ કબ્રસ્થાનમાં ફાતેહા માટે જવું; મગરેબ પછી મોતની યાદ, બાકીનો વખત દુરૂદ શરીફ ગણત્રી વગર, અથવા શેખની રજા હોય તો શગલ "અનહદ," તકવાની તાબેદારી, જીકરોપર મકકમતાથી અમલ, ગુનાહો, બેખબરી, આસ કરી રેયા, ગર્વ, અભિમાન, ગીબત, લોકોપર શંકાઓ કરવી, નકામી વાતો, લોકોથી વગર જરૂરતે વધારે મળવું, હરામ શોહબત તરફ દીલ લગાડવું, ગુસ્સો, ગજબ, અપમાનભરી રીતો, દુન્યવી મામલાઓ તરફ વલણ અને બીજાં એને જેવાં કામો તજવાં, છુપી નીસબત જ્યાં સુધી ન મળે ત્યાં સુધી તાલીમ, વાએજ વેગેરે બંધ રાખવું, પીર રજા આપે તો મુરીદો બનાવવાથી નકાર ન કરવો, મુળ મતલબ ત્યાં સુધી પહોંચવાની એ છે. જીકર અને તાબેદારી. ગુનાહોથી દીલનું નુર દુર થઇ જાય છે. અને ગફલતથી જીકરમાં ખલલ પહોંચે છે. તે માટે પોતાની અસલી તાબેદારી અને જીકરપર મકકમતા રાખવાને એમ સમજે કે એથી હું ગુનાહ, અને બેખબરીથી બચીશ. એક મુદ્દત સુધી ઉપર મુજબ ચાલશે તો ઇન્શાઅલ્લાહો તઆલા નીરાશ થશે નહીં. કામની શરૂઆતથીજ ફાયદો તો થવા માંડે છે, પણ તે તેની સમજમાં આવતો નથી. પણ એક વખત એવો પણ આવશે કે તે તેને સમજવા લાગશે. ગભરાય નહીં, સુસ્તી ન કરે, કમી ન કરે, જલ્દી ન કરે, કારણ કે એમાં કોઇ વખત મુકરર નથી, કે બે અથવા પાંચ વર્ષમાં આપણે મુરાદે પહોંચીશું. તેમ કોઇ પહોંચાડવાનું માથે પણ લઇ શકતું નથી. હાં! પણ આટલું તો કહી શકયે છીયે કે,

×"અંદરીં રાહ મય તરાશો મય ખરાશ."<br>
"તાદમે આખેર મયે ફારેગ મબાશ."<br>
"તા દમે આખેર મયે આખેર બુવદ."<br>
"કે એનાયત બાતો સાહેબ સર બુવદ."

અને જો શરૂઆતથીજ શેખની ખીદમતમાં રહેવાનું મળ્યું હોય તો પ્રકાશપર પ્રકાશ. પીરની ખીદમતનાં લાભોમાં એક લાભ એ છે કે, રીતભાતમાં તે તેને જેવો જલ્દીથી થઈ જશે. જીકરોમાં હીમ્મત, ખુશી, શોખ, વધારે પેદા થશે. અને જે બાબત આગળ આવશે તેનો ઝટ ખુલાસો પણ મળી જશે. અને બીજા ઘણાં લાભો છે કે જે કરવાથી જણાશે. દાખલા તરીકે બીમારનું ડાકટરની પાસે રહેવા અને દુર રહેવામાં કેટલો ફેરછે. શું મજાનું કહ્યું છે કે,

×આ ગુન્ચવણ ભર્યા કઠણ માર્ગમાં છેવટ સુધી નીરાશ ન થતો. છેલ્લા દમ સુધી પણ એક વખત એવો આવી જશે કે તારા ઉપર મહેરબાની થશે અને તેથી તું સાહેબ થશે (એટલે છુપી વાતો જાણશે.)

*"મુકામે અમનો મયે બેગશે રફીક શફીક."
"ગરત મુદામ મોયેસ્સર શવદ જેહે તૌફીક."
અને હક તઆલાએ જે કહ્યું છે તે ખરૂં છે કે. "તે રસ્તાની હીદાયતનો કરનાર છે."

**હીદાયત સાતમી.** જીકર કરવા વાળાને જોઇએ કે બધી રીતના વસવસાઓથી બચે. અને દીલને એકજ તરફ ચોંટાડે કારણ કે એકત્રપણું એક મોટી દોલત છે. અને એને મેળવવાને માટે થોડીક ચીજોની ખાસ જરૂર છે. પહેલાં તો તેને જોઇએ કે તે તેની તંદુરૂસ્તીની ઘણીજ શંભાળ રાખે. અને દીમાગને ચોક્કસ અને દીલને ખુશ અને મજબુત રાખે. અને એમ રાખવા માટે ખોરાક અને દવાથી કામ લ્યે. ખોરાક એટલો ઓછો પણ ન લ્યે કે જેથી શક્તિ ઘટી જાય. તેમ એટલો વધારે પણ ન લ્યે કે પાચન શક્તિને હાનીકારક થઇ પડે. જ્યારે બરાબર ભુખ લાગે ત્યારે ખાય અને હજી બે ચાર કોળયાની ભુખ હોય ત્યારથી ખાવું બંધ કરે. તેમ સંભોગનો પણ બરાબર ખ્યાલ રાખે. કારણ કે એ કામ પણ વધારે કરવાથી આઅજાએ રઇસયા તેમાં ખાસ કરી દીલ અને દીમાગ કમજોર થઇ જાય છે. જ્યાં સુધી તબીયત સખ્ત રીતે કરવા ન કહે ત્યાં સુધી સંભોગ પણ ન કરવો જોઇએ. તેમ સુવામાં પણ ઘણોજ ખ્યાલ રાખે, એટલું પણ ન સુએ કે જેથી સુસ્ત બની જાય, તેમ એટલું ઓછું પણ ન સુએ કે જેથી ભેજું ચક્કર ખાય. તેમ વગર જરૂરતે સારા ભોજણોનો ઉપયોગ પણ ઠીક નથી. તેમ હર વખતે શરીર અને કપડાંનાં શણગારમાં પણ ગુંતાવું ન જોઇએ.

× "આકેબત સાઝો તોરા દીંપરવરી."
"ઈતન આરાઇઓ ઈતન પરવરી."

અલબત જેમ દીને સમજાવ્યું હોય, તેવી રીતે મેલું પણ નરહેવું જોઇએ, કારણ કે એથી પણ દીલ ઝાંખું થઇ જાય છે. સાદું અને સાફ રહેવું જોઇએ. હાં! અગર વગર મેહનત કરે સારો ખોરાક, અને સારો પોષાક મળે અને તેને વાપરવામાં બીજો કાંઇ ભય નહોય, તો તે હક તઆલાની બક્ષેશ છે. તેને જરૂર વાપરે. અને તેનો ઉપકાર માને. બીજું દોલત વધારે મેળવવાની ફીકરમાં રહેવું, અથવા વધારે હોય તેને વગર જરૂરતે ખરચી નાંખવાની ચીંતા કરવી એ બન્ને વાતોથી પણ દીલની એક સુઇ જતી રહે છે, કારણકે લોભી સદા જમા કરવાનાં લોભમાં ગુંતાયલો રહે છે, અને ઉડાઉ પાછળથી હેરાન થાય છે, અને છેવટે પારકા માલપર તડાપ મારવા તૈયાર થાય છે. બીજું કોઇથી દોસ્તી તેમ દુશમની પણ એકત્રપણાંને હાનીકારક છે. કારણકે દોસ્ત હર વખતે તેની પાસે આવી તેનો વખત નકામી વાતોમાં પુરો કરશે, અને દુશમન તેને ઇજા પહોંચાડશે. એવી રીતે જે કામો કે દીલને એક તરફ ચોંટવા દેતા નથી, તેવા દરેક કામોને જ્યાંસુધી બને ત્યાં

*શાંતીનો મુકામ, ઉત્તમ પીણાં, દોસ્તો, અને મહેરબાની કરવાવાળાઓ અગર સદા મળે તો ધન્ય ભાગ્ય.

×તારા થવા વાળા છેવટનો સણગાર કર? ધર્મચુસ્ત થા? આ શરીરે જાડા થવાથી તેમ શરીર શણગારવાથી કાંઇ વળવાનું નથી.

સુધી તજી દયે. પણ કોઇ ચીંતા જો ન ધારેલી, અથવા શરએ શરીફના વિરૂદ્ધ કરવાથી બચવાને માટે આવી પડે. દાખલા તરીકે કોઇ વ્યાજબુ કામ કરનારે કાંઇ હદીયો મોકલ્યો, અને તેને નાકબુલ કરવાથી તે દુશમન થઇ ગયો, તો તે માટે વાંધો નથી. એમાં બીજી બાબતોથી બેચેન થવું ન જોઇએ. હક તઆલાપર નજર, અને પુરો ભરોસો રાખે, તે જરૂર મદદ કરશે. અને જો કોઇ તકલીફ પહોંચી જાય તો તેને ખુદાપાકની કોઇ હીકમત સમજી સહન કરે, અને સબર કરે, અને તે ઇજાને પોતાને માટે જલદીથી મુળ હેતુએ પહોંચવાનું સાધન સમજે.

**હીદાયત આઠમી.** જે મામલાઓ કે આપણા અખત્યારમાં છે. તેમાં કોઈ પણ રીતે ખલલ પહોંચાડવો નજોઇએ, અને જે બાબત કે અખત્યારમાં નથી તેને મેળવવાને માટે એકદમ પીછે પણ નપડવું જોઇએ. કોઇ અખત્યાર વગરની ખોડ હોય તો તેને દુર કરવામાં એકદમ જાન પણ ન આપવો જોઇએ, દાખલા લેખે નમાજ, જીકર, તીલાવત, વેગેરેમાં એટલું તો આપણા અખત્યારમાં છે, કે ઉપલાં કામો અદા કરવામાં આપણને તકલીફ હોવા છતાં પણ તે તકલીફ સહન કરી આપણે અદા કરી શકીયે છીએ. અથવા હક તઆલાનો ખ્યાલ, અથવા શબ્દોના અર્થો તરફ ધ્યાન દોડાવવું, અથવા અક્ષરને સંપૂર્ણ ઇરાદા સાથે મોઢેથી ઉચ્ચારવો, વગેરે બાબતો આપણા અખત્યારમાં છે. એમાં કાંઇ પણ કમી થશે નહીં, અને નમાજમાં દીલ ન લાગવું, અથવા મજા ન મળવી, અથવા ભુંડા ખ્યાલોથી સીનાનું ભરાઇ જવું, વગેરે બાબતો આપણા અખત્યારમાં નથી એની ચીંતા ન કરવી. જો અખત્યારી વાતોનો ખ્યાલ બરાબર રાખશે, તો વગર અખત્યારી બાબતો પોતાની મેળે સુધરી જશે. ખાસ કરી ભુંડા ખ્યાલો તરફ ધ્યાન ન ધરવું જોઇએ. કારણકે એથી ચીંતામાં બેવડો વધારો થાય છે, અને મોટી મુસીબતોમાં ફસી જવાનો ભય છે. એનો સારો ઈલાજ એ છે કે, પોતાના જીકરો તરફ ધ્યાન દોડાવ્યા કરે, અને તે ભુંડા ખ્યાલોથી બેપરવાઇ કરે, એથી તે પોતાની મેળે મટી જશે, અને જે બાબતો અખત્યારમાં છે, તેમાં જરાએ સુસ્તી નકરે.

સારૂં સ્વપ્ન, દોઆનું કબુલ થવું, હક તઆલા સાથે મહોબતમાં જલદીથી વધારો થવો, બેહોશી નસીબ થવી, વગેરે બાબતો પણ આપણા અખત્યારમાં નથી. બુરૂ સ્વપ્ન, તંગી, રીજકનીકમી, જીકરમાં કોઇ ચીજ ન દેખાવી, અથવા કોઇપણ અસરનું સ્પર્શ થવું, વેગેરે બાબતો પણ આપણાં અખત્યારમાં નથી, માટે એથી પણ દીલગીર થવું ન જોઇએ. તેમ કોઇ પર અચાનક આશક થવું, પણ અખત્યારમાં નથી. એમાં પણ કોઇ પાપ તેમ એ વાતો નુકસાન કરતા નથી. જોકે એમાં ઇજા તો પહોંચે છે, પણ તેની જરાએ ફીકર નકરે, અને માશુકને જોવી, અથવા તેથી વાતો કરવી, તેનો અવાજ સાંભળવો તેનો ખ્યાલ દીલમાં ઉભો કરવો, અને તેનેથી વિચારી વિચારી મજા ઉઠાવવી, એ

બાબતો અખત્યારી છે, એનેથી બચવું વાજેબ છે. એ અખત્યારી બાબોને દુર ન કરશે, તો ઇસ્કમાં વધારો થતો જશે. અને એના ઉપાય કરવામાં ઢીલ કરશે તો ગુનેહગાર થશે. અને દીલમાં સ્યાહી જમશે. કોઇ ગુનાહ તરફ વારેઘડીએ તબીયત દોડે એ પણ અખત્યારમાં નથી, એની પણ ફીકર નકરે પણ પાપ કરવું અખત્યારમાં છે એથી બચવું જોઇએ. જે માણસ અખત્યાર વગરની ચીજોને મેળવવા અથવા દુર કરવા પ્રયત્ન કરે છે, તે માણસની બધી જીંદગી ચીંતા અને તંગીમાં પુરી થાય છે. અને કેટલાકોએ તો એ માટે પોતાને મરદુદ સમજી લીધા છે, અને કેટલાકો એતો આપઘાત કીધા છે, અને કેટલાકો તો જીકર, અને તાબેદારીને તજી બેઠા છે, મુળ મતલબ એ છે કે એ બાબતને માટે દીલગીર થવું ન જોઇએ, કારણકે તેમ થવાથી જાન અને ઇમાન બન્નેને નુકસાન પહોંચવાનો ભય છે, અને એમાં એક બાબતતો એવી છે, કે, આપણે તેને મેળવવા માટે પ્રયત્ન કર્યે. પણ તે ચીજ આપણે માટે નુકસાન કરતા હોય. અને તેની આપણને ખબર ન હોય. અને એક નાપસંદ વસ્તુને તજવાની આપણે કોશીશમાં રહીયે અને તે ચીજ ખરેખર આપણને લાભ કર્તા હોય. કારણ કે કહેવામાં આવ્યું છે કે, "તમો એક વાતને બુરી સમજો અને તે તમારે માટે લાભ કર્તા હોય. અને તમો એક વાતને સારી સમજો અને તે તમારે માટે દુઃખદાયક હોય." હાં! અગર કોઇ પસંદ વસ્તુ હાથ લાગે તો તેને નેઅમત સમજી શુક્ર કરે. અને ન મળવા પર પણ હક તઆલાની હીકમત સમજી દીલગીર ન થાય, અને તેપર પણ ખુદા પાકનો આભાર માને.

**હીદાયત નવમી.** આજ કાલ મોટે ભાગે ફકીરોમાં કેટલાક રીવાજો ચાલુ છે, જે શરએ શરીફના તદ્દન વિરૂદ્ધ છે. જેમકે કબરો નો તવ્વાફ કરવો, તેને ચુમવી, તેપર ગીલાફો ચઢાવવાં, તેની નજર માનવી, અથવા તેની પાસે કાંઇ માંગવું, વગેરે. અને બીજી કેટલીક બાબતો તો તેની સાથે બુરી વાતો લાગવાથી નાદુરસ્ત છે. જેમકે ગાયનો, કવ્વાલીઓ ગાવી, ફુલ પંચઆયત, અથવા મોલુદ શરીફની મજલીશ, વેગેરે બાબતોને ન કરવા અથવા કરવાથી રોકવાને આમ લોકો ફકીરીના વિરૂદ્ધ સમજે છે. ઉપલી બાબતોથી થતી બુરાઇઓનું વિગતવાર બ્યાન આ ફકીરે "ઇસ્લાહુર્રસુમ," "હકકુલ સીમાઅ," "તાલીમુદ્દીન ભાગ પાંચમો," અને "હીફઝુલ ઇમાન."માં કર્યું છે અને કેટલીક બાબતો તો એવી છે કે, જો તેને ખુદા પાકથી નજદીકી મેળવવાનું સાધન અથવા બુજુર્ગીમાં સમજવામાં આવેતો બીદઅતે કબીહા થઇ જાય છે. અગરતેનો અકીદો સારો હોય તો પણ તેને માટે તે દુન્યા થઇ જાય છે. દાખલા તરીકે કોઈ તેવો અમલ શરૂ કરવો, અથવા માંશ ખાવું તજી દેવું વેગેરે બાબતોને અસલ મતલબની સાથે કાંઇ નીસબત નથી. અને કેટલાંક કામો તો ખરેખર સારાં છે. પણ તેમાં પણ અકીદો સારો હોવો જોઇએ. જેમકે શજરાહ પઢાવવું;

કે એની હકીકત ખુદા પાકના મકબુલોની સાથે મેલાપ છે. દોઆમાં જે સુન્નતોથી સાબેત છે તે કરવું, અને જે એમ કહેવા માં આવે છે કે, હજરતના નામ પર પઢવાથી એવણ આપણી હાલત પર દયા કરશે, અને ધ્યાન આપશે, વગેરે એવી વાતો તદ્દન બેસનદ છે. નીચે લખેલી આયત જુઓ. "જે વાતની તમને ખબર ન હોય તેને પીછે ન પડો." ઉપલીઆયાત ના આધારે નાજાએઝ છે .પણ હાં! કોઇ મહાનઆલીમ કે જે તસવ્વુફ, અને માઅ કુલ, મનકુલ, વેગેરે બધા ઇલ્મોનો જાણકાર હોય, અને સુફીઓની સંગતમાં સારી રીતે રહયો હોય તો તેને માટે વાંધો નથી. નહીં તો ઇમાનની જડ પણ દીલથી દુર થઇ જશે. એટલા માટે એવી કીતાબો પણ ન જોવી જોઇએ. જેવી કે મસનવી મોલાના રૂમ, દીવાને હાફેઝ, અને બીજા બુઝુર્ગોની એવી કીતાબો કે જેમાં ભેદો ની તેહકીક હોય અને તેઓના હાલ (વજદ)નું બયાન હોય. ઘણું કરીને તો એવા સાહેબોના કીસ્સા પણ ન વાંચે કારણ કે એઓની હકીકત આમ લોકો સમજી શકતા નથી.

**હીદાયત દસમી.** કેટલાક પુરૂષો અને સ્ત્રીઓ મુરીદ થવા પછી પણ પોતા ની હાલત સુધારતા નથી તે માટે કેટલીક જરૂરી બાબતો તેઓ માટે લખું છું. બાકી પુરી હકીકત દીની કીતાબોમાંથી જોઇ લ્યે.

**આમ મરદોને નસીહત.** મોલવીઓથી વધારે મળો, તેઓને મસઅલાઓ પુછયા કરો, અગર તમો પઢેલા હોવ તો બેહસ્તી જેવર, બેહસ્તી ગોહર, શફાઇએ મોઆમેલાત, મીફતાહુલ જન્નાહ ભાગ ત્રીજો. જોયા કરો, અને તેપર અમલ કરો, શરીઅતના વિરૂદ્ધ પોષાક ન પહેરો ગુંટીથી નીચી ઇજાર, કોટ, પાટલુન, રેશ્મી, પીળા રંગના, ચાર આંગળથી વધારે પહોળી લેસદાર ટોપી, અથવા જોડા, વેગેરે ન પહેરો. દહાડી ન મુંડાવો તેમ ચાર આંગળથી ટુંકી ન કતરાવો, તેમ જે રીવાજો મના છે તેને તજી દયો, અગર દુન્યામાં તે રસમો ગમે એટલી ચાલુ હોય છતાં તમો ન કરો, ચાલુ રિવાજ પ્રમાણે મોલુદ, ફાતેહા, ઓરસ, શાદીમાં વધાવાઓ, વરઘોડાઓ, અથવા નામને માટે ખાણાંઓ તથા નામવરી માટે અકીકા ના ખાણાંઓ, ખતનાના ખાણાંઓ, બીસ્મીલ્લાહના ખાણાંઓ, વેગેરે ન કરો. તેમ કરવા માટે લોકોને ભેગા ન કરો તેમ કોઇ જગ્યાએ ભેગા ન થાઓ, તમારે ઘરે પણ ન કરો, તેમ કોઇ કરે તો તેને ત્યાં પણ ન જાઓ, તેમ ગમીનાં ખાણાંઓમાં દસમું, બારમું, ચાલીસું, વર્ષી વેગેરે પણ તજી દયો, અથવા સુબરાતનો હલવો તેમ મોહર્રમને તેહવાર પાળવો વેગેરે પણ તજી દયો, મેળાઓમાં ન જાઓ તેમ તમારાં છોકરાંઓને પણ ન મોકલો અને કનકવા, આતશબાજી, વગેરે માટે પૈસા પણ ન આપો. તેમ ઘરમાં ઢીંગલા ઢીંગલીઓને પણ ન રાખવા દયો. જીભને ગાળ, જુઠું, ગીબત, બોહતાન વેગેરેથી સંભાળો. પાંચે વખ્તની નમાજ જમાત સાથે પઢયા કરો.

કોઈ સ્ત્રી, અથવા ગબરૂ છોકરાની તરફ બુરી નજરથી ન જુઓ, ગાયન ન શાંભળો. પીરની પાસે દરેક કામને માટે તાવીજ વગેરે ન માંગો. પીર પાસે દીન શીખો. હાં! દોઆ કરાવવામાં વાંધો નથી. નજરાનું ન હોય તો પીર પાસે ન જવું જોઇએ એમ ન સમજો. પીરને બધી વાતોની ખબર છે એમ ન સમજો. તસવ્વુફની વાતો ન પુછો. અને તસવ્વુફની કીતાબો પણ ન જુઓ. તકદીર ના મસઅલામાં કદી પણ વાદ વિવાદ ન કરો. પીરે જે બતાવ્યું હોય તે કર્યા જાઓ, વ્યાજ અને લાંચ ન લ્યો. ગીરવે ચીજની આમદની પણ વ્યાજ છે. જેટલા લેણુ દેણુ શરએ શરીફના વિરૂદ્ધ છે તેથી બચો. સ્વપ્નપર મસઅલો પુછયા વગર અમલ ન કરો. અગર પીરની પાસે જાઓ અને તે તેના કામમાં હોય તો તેમના કામમાં હરકત ન કરો. તેમ એવી જગ્યા પર પણ બેસવું ન જોઇએ કે જેથી પીરનુ-દીલ નારાજ થાય. એકાદ ખુણે બેશો, અને જ્યારે પીરને પોતાના કામથી પુરસદ મળે ત્યારે તેમની સાંમે અદબથી બેશો, "તાલીમુત્તાલેબ," તાલીમુદ્દીન ચારે ભાગ, અને "જઝાઉલ અઅમાલ" મંગાવીને વાંચો.

**આમ સ્ત્રીઓને નસીહત.** શીર્ક-ની વાતો ન કરવી, તેમ શાંભળવી પણ નહીં, ઓલાદ થવા, અથવા જીવતી રહેવા ટોચકા વગેરે ન કરવા. ફાલ કદી પણ ન ખોલાવવી, નીયાઝ, ફાતેહા, વલીઓના ન કરવા, બુઝુર્ગોની મન્નત ન માનવી, સુબરાત, મોહર્રમ, અરફો, વેગેરેમાં તબારકની રોટલી અથવા તર્રાતેજી ની ગુંગલીયો વેગેરે ન કરો, શરીઅત જેનેથી પરદો કરવાનો હુકમ કરે તેનેથી પરદો રાખો. દીયર, જેઠ, કાકાભાઇ, માશીભાઇ, ફોઇભાઇ, મામાભાઇ, મોહ-બોલ્યોભાઇ, મોંહબોલ્યો બાપ, એ બધાથી પરદો કરો. શરએના વિરૂધ્ધ પોશાક ન પહેરો, એવી ઇજાર અથવા કુરતો ન પહેરો કે જેથા પેટ, પીઠ, પહોંચું વગેરે દેખાય. તેમ જાલીવાલો કે પાતળાં કપડાંનો પણ ન પહેરો. અથવા માંથાબાણું પણ એવું પાતળું ન પહેરો કે જેથી વાળો સારી રીતે ન ઢંકાય. અથવા માંથું ખુલ્લું પણ ન રાખો. લાંબી બાંહેના નીચા અને જાડા કપડાંના કુરતાઓ વાપરો. અને એવાજ કપડાંનું માથાબાણું પણ બનાવો. માથાંબાણાપર ઘણુંજ ધ્યાન રાખો. કે તે કદી પણ ખુલી ન જાય. હાં! અગર ઘરમાં માત્ર સ્ત્રીઓજ અથવા સગો બાપ, ભાઇ, વેગેરે હોય તો કાંઇપણ વાંધો નથી. તોપણ જો અચાનક ખુલી જાય તો ઝટ સંભાળી લ્યો. કોઇને પણ ઝાંખીને ન જુઓ. કોઈપણ જગ્યા-એ વેવાહ, મુંડન, છઠ્ઠી, ખતના, અકીકા, સાસરાં, ચોથી, ચીલ્લા, વેગેરેમાં ન જાઓ, તેમ તમારે ત્યાં પણ ન બોલાવો. નામને માટે કોઇપણ કામ ન કરો. કોઇને તાનો મારવા, ગાળ દેવા, અથવા ગીબત કરવાથી જીભને ખુબ શંભાળો. પાંચે વખતની નમાજ પહેલા વખતમાંજ પઢી લ્યો, વખત મકરૂહ ન થવા દયો. નમાજ દીલ લગાડી ધીમે ધીમે પઢો,

રૂકુઅ, સીજદો, વગેરે બરાબર અદા કરો. એક પણ વખતની નમાજ જવા ન દયો. નમાજનો ઘણોજ ખ્યાલ રાખો. અગર તમારી પાસે જેવર વગેરે જકાતી માલ હોય તો તેની પુરેપુરી જકાત કાઢો. બેહુસ્તી ઝેવર પઢો, અથવા શાંભળો, અને તેપર પુરો અમલ કરો. ધણીની પુરી તાબેદારી કરો. તેનો માલ તેની રજા વગર કોઇને પણ ન આપો, તેમ ખર્ચો નહીં. ગાયન કદી પણ ન શાંભળો. અગર કુરાન શરીફ પઢેલાં હોવ તો દરરોજ થોડું થોડું પઢયા કરો. અને જે કીતાબ ખરીદવાનું દીલ થાય તેને પહેલાં કોઇ આલીમને બતાવો, જો તે તેને સહી અને માતબર કહે તોજ તેને જુઓ. જ્યાં રસ્મોની મીઠાઇ વગેરે વહેંચાય ત્યાં જવું નહીં. તેમ તે લેવું નહીં તેમ વહેંચવામાં પણ ભાગ ન લેવો જોઇએ.

**ખાસ જાકેરો, અને શાગેલોને નસીહતો.** ઉપરની નસીહતો જુઓ અને હર કામમાં સુન્નતની તાબેદારી કરો, એથી દીલમાં નુર પેદા થાય છે, અગર કોઇ બનાવ તબીયત વિરૂદ્ધ થાય તો સબર કરો. જલ્દીથી કાંઇ પણ કહેવા તેમ શાંભળવા ન લાગો. ખાસ કરી ગુસ્સાના વખતે વધારે શંભાળ રાખો, કદી પણ પોતાને મોટો ન ગણો, જે વાત કહેવી ઘટે તેને પહેલાં સારી રીતે વિચારી ખાત્રી કરી પછી કહો, અને જે વાતમાં કોઇ દુનયવી જરૂરત અને દીની નફો હોય તેજ વાત કહો, કોઇ ભુંડાની ભુંડાઇ પણ ન કરો, અગર કોઇ મુસલમાન ગમે એવો હોય તોપણ તેને ભુંડો અથવા તેની હાલત પર તાનો ન મારો, અને તેને હલકો ન સમજો, દુન્યવી ઇજ્જત અને માલનો લોભ ન કરો, તાવીજ પલીતા વગેરેના ધંધા ન કરો, જ્યાં સુધી બને ત્યાં સુધી ઝાકેર, અને શાગેલની ખીજમતમાં રહો, એઓની સોહબતમાં રહેવાથી દીલમાં નુર, અને ઇરાદાઓ અને શોખમાં વધારો થશે. દુનયવી કારોબાર કમ કરો, બને ત્યાં સુધી એકાંતમાં રહો, વગર જરૂરતે લોકોથી ન મળો, અને જ્યારે મળવું પડે ત્યારે સારી રીતભાતથી મળો, અને જરૂરત પુરી થાય કે તુર્ત જુદા થઇ જાઓ, બને ત્યાં સુધી દુન્યાદારથી વધારે બચો. અને અલ્લાહવાળાને શોધો, જે દુન્યાને ધિકકારની નજરે જોતો હોય તેવાને શોધો, અગર દીલપર કોઇ કશ્ફ અથવા હકીકત ખુલે તો પીરને પુછી જુઓ, પીરની પાસે કોઇ ખાસ શગલ કરવાની રજા ન માંગો, જીકરથી જે બાબત હાંસલ થાય તે પીર વગર બીજા કોઇને પણ ન કહો, જો તમો માઅકુલ મનકુલના પુરા આલીમ હોવ અને તમને તસવ્વુફની કોઇ કીતાબ જોવાનો શોખ થાય તો પહેલાં "તાલીમુદ્દીન ભાગ પાંચમો," અને "કલીદે મસનવી," જુઓ, અને જો ઇલ્મી લીયાકત ઉપર મુજબ ન હોય તો એ કીતાબો પણ ન જુઓ, કોઇ વાત ભુલથી ખોટી કહેવાઇ જાય તો તેને નીભાવવી નહીં. જ્યારે ભુલ જણાય કે તુર્ત કબુલી લ્યો. હર હાલતમાં જે કાંઇ જોઇએ તે હક તઆલાથીજ માંગો. વસ્સલામ.

સ્તુતી અલ્લાહનેજ માટે છે કે જે શ્રેષ્ટ છે. આ રીસાલો સને ૧૩૨૩)નાં રમઝાન માસના પહેલા દાયકાનાં બે દીવસમાં શરૂ થઈ પુરો થયો છે. ઓ અલ્લાહ તું એને કબુલ કર! ખરેખર તું (દોઆઓનો) સાંભળનાર, અને ઈલ્મવાળો છે.

---

# બીજી આવૃતીનો વધારો.

## તરીકતની હકીકત, અથવા સુલુકનો ખુલાસો.

(૧) એમાં કશ્ફો કરામતની જરૂર નથી. (૨) કયામતને દીને મુરીદને બક્ષાવવાની પીરને માથે જોખમદારી નથી. (૩) તેમ દુન્યાના કામો તાવીજ વેગેરેથી બનાવી આપવાં, અથવા દોઆ કરી મુકદ્દમાઓ વેગેરે જીતાડી આપવા, તેમજ વેપારમાં બોહળો નફો અપાવવો અથવા ફુંક મારી બીમારીઓ દુર કરવી, અથવા ભવિષ્યના બનાવો બતાવવા જરૂરી નથી. (૪) પીરના નજર નાંખવાથી મુરીદ પોતાની મેળે સુધરી જશે, અને પાપો કરવાનો ખ્યાલ ન થશે, અને ઇબાદતના કામો પોતાની મેળે થયા કરશે, અથવા ઇલ્મે દીન વેગેરેમાં યાદ શકિત વધી જશે, એમ થવું પણ જરૂરી નથી. (૫) છુપી બાબતોમાં જેમ કે ઇબાદતમાં મઝાનું મળવું, વસવસાઓનું ન આવવું, સારી રીતે રડવું, અથવા એવી બેહોશી આવવી કે તેને પોતાનો ખ્યાલ પણ ન રહે, એમ થવું પણ જરૂરી નથી. (૬) જીકરો, અને શગલોમાં પ્રકાશોનું દેખાવું, તેમ અવાજોનું શંભળાવું પણ જરૂરી નથી. (૭) સારા સારા સ્વપ્નાઓ, તેમ જે ઇલહામ થાય તે ખરોજ થાય એ પણ જરૂરી નથી. (૮) પણ મૂળ હેતુ હક તઆલાને રાજી કરવો, કે જેનો બધો આધાર શરએના હુકમોપર ચાલવાથી જ પુરો થઇ શકે છે. જેમકે નમાજ, રોજા, હજ્જ, જકાત, નિકાહ, તલાક, ધણીધણીયાણીના હકો, સોગંદ, સોગંદનો કફારો, લેણ, દેણ, ગવાહી, વસીયત, વ્હેંચવું, સલામ, વાત, ખાણું, ઉંઘ, બેસવુ, ઉઠવું, મેહમાની, મેજબાનો દરેક બાબતમાં શરીઅતે જે હુકમ કર્યો હોય, તેપર મક્કમતાથી ચાલવું, કે જે બાબતો ઇલ્મે ફીકાહની મદદ વડે જાણી શકાય છે. અને જેને સુલુક કહે છે, જેમકે ખુદા પાકથી ડરવું, તેનેથી પ્રેમ રાખવો, તેની યાદ કરવી, દુન્યાની મહોબત કમ રાખવી, તેના હુકમો પર રાજી રહેવું, લોભ ન કરવો, ઇબાદતમાં દીલને હાજર રાખવું, દીની કામો ચોકખી નીય્યતથી કરવાં, કોઇને હલકો ન સમજવો, પોતાને મોટો ન સમજવો, ગુસ્સાને રોકવો, ઉપલાં

જાહેરી અને બાતેની બન્ને કામો પર અમલો કરવા ફરજ અને વાજેબ છે. કેટલીક વખતે બાતેનો ખરાબીથી જાહેરી ફેલ પણ ખરાબ થઈ જાય છે. જેમકે હક તઆલાની મહોબતમાં કમી હોવાથી, નમાજમાં સુસ્તી, અથવા જલદી જલદી પઢી લેવી, અથવા બખીલાઇના કારણે જકાત ન આપવી, અથવા હજ્જે ન જવું, અથવા અભિમનના કારણે કોઇપર જુલમ કરવો વેગેરે તેમ કેટલીક વખતે જાહેરની ખરાબીથી બાતેની કામોમાં પણ બગાડો થઇ જાય છે. માટે નફસની સદા દુરૂસ્તી કર્યા કરવી. અને નફસની દુરૂસ્તી નીચલા બે કામોથી સમજમાં આવતી નથી. એક તો છુપી ખરાબીઓ સમજમાં ઓછી આવે છે. બીજું એ કે જ્યારે સમજાય છે ત્યારે એને કેવી રીતે સુધારવી તે ઓછી જાણને લીધે તેના ઉપાયો સુજતા નથી. અને એ બન્ને બાબતની પોતપોતામાં ખેંચતાણને લીધે અમલ ઘણીજ મુશકેલીએ થાય છે. એનો ઉતાર એ છે કે પીર કામીલ શોધવો જોઇએ. કે જે બધી બાબતોને સારી રીતે સમજી તેનો ઉપાય બતાવે, અને નફસની દુરૂસ્તી માટે એવા શગલો બતાવે કે જેથી તેના નફસમાં સુધરવાની શકિત પેદા થાય. અને તે માટે પીરને પણ બે કામ કરવા જોઇએ. એક તો શરીઅતના જાહેરી અને બાતેની દરેક કામની પુરેપુરી તાબેદારી કરે, અને બીજું વધારામાં ઘણો જીકર કરે, કે જેથી રજાએ હક અને નજદીકી મેળવી શકે.

# તરીકતના હકો.

**તરીકતમાં દાખલ થઇ નીચલાં કામો કરવાં પડશે.** (૧) બેહસ્તી જેવરના અગ્યારે ભાગ પહેલેથી છેવટ સુધી એક એક શબ્દ કરી વાંચવો, અથવા શાભળવો પડશે. (૨) પોતાની હાલત બેહસ્તી જેવર પ્રમાણે રાખવી પડશે. (૩) જે કામ કરવું હોય અને તેની રીત આવડતી ન હોય તો તેને સારા અકાયદના મૌલવીને પુછવી પડશે, અને તેવણ જેમ બતાવે તેમ કરવું પડશે (૪) નમાજ પાંચે વખતની જમાત સાથે પઢવી પડશે. પણ કોઇ શરઇ ઉજર હશે તો વાંધો નથી. પણ વગર ઉજરે સુસ્તી વેગેરેથી જશે તો તોબા કરવી પડશે. (૫) અગર જકાત જટલો માલ હશે તો જકાત કાઢવી પડશે, એના મસઅલાઓ બેહસ્તી જેવરમાંથી મળશે. અને ખેતર, વાડી વેગેરેની ઉપજમાંથી જે દશમો, વીસમો હીસ્સો આપવો પડે છે, તેના મસઅલાઓ મૌલવીઓને પુછી આપવો પડશે. (૬) અગર હજ્જ કરવાની શક્તિ હોય તો હજ્જ, તેમ ઇદુલ ફીતરમાં ફીતરો, અને બકરીદમાં કુરબાની આપવી પડશે. (૭) બાલ બચ્ચાંઓના હકો પુરાં અદા કરવાં પડશે. તેઓના હુકોમાં એક હક આ પણ છે કે, તેમને હમેશાં શરએના હુકમો સમજાવે એને માટે જોઇએ કે દરરોજ એક એવો અમુક વખત મુકર્રર કરે કે જેમાં તેમને બેહસ્તીજેવર પહેલાંથી છેલ્લાં સુધી વાંચી શંભળાવે, અને જ્યારે પુરી થઇ જાય ત્યારે ફરીથી વાંચે, અને જ્યાં સુધી સારી રીતે તેની બાબતો ધ્યાનમાં ન જમે

ત્યાં સુધી વાંચ્યા કરે. અને અભણને જોઇએ કે તેને કોઇ પણ મસઅલાની ખબર થાય કે, તુર્ત તે મસઅલાને ઘરમાં બયાન કરે, અને પોતે સારી રીતે યાદ કરી લયે.

**તરીકતમાં દાખલ થઇ નીચલા કામો તજી દેવાં પડશે.** દાઢી બોડાવવી દાઢી ચાર આંગળથી ઓછી રાખવી, દાઢી ને માથાંના વાળને જેમ વાળવી, માથામાં તાળકું પાડવું, માત્ર ઠુઠ્ઠીપરજ દાઢી રાખવી, અથવા ઠુઠ્ઠી બોડાવી ડાચાંઓ પર દાઢી રાખવી, ગુંટીથી નીચે ઇજાર, કુરતો, જોખો વેગેરે લટકાવવો, પાઘડીનો શમલો કમરથી નીચે સુધી લટકાવવો, કોસંબી અથવા જાફરાની અથવા નાપાક રંગે રંગેલું કપડું પહેરવું. રેશમી અને ચાર આંગળથી વધારે કસબી કપડું પોતે પહેરવું તેમ છોકરાને પહેરાવવું, કાફેરો નો પોષાક પહેરવો. મર્દોએ સોનાની વીટી અથવા ચાંદીની એક મીસકાલથી વધારેનું પહેરવું, તેમ સ્ત્રીઓને જોડા, અથવા પુરૂષ પોષાક, અથવા ઘુઘરીવાળા ઘરેણાં, અથવા બારીક કપડું કે જેમાંથી શરીર દેખાય એવું પહેરવું, કોઇ સ્ત્રી અથવા પુરૂષને બુરી નજરથી જોવું, પુરૂષનું નામહરમ સ્ત્રી સાથે, અને સ્ત્રીનું નામહરમ પુરૂષ સાથે એકાંતમાં બેશવું, લાચારીના કારણે કોઇ અતલગના સગા અથવા પીર આગળ વગર બુરકે આવવું, ઉપલા કારણોના સબબે પણ ઘરેણાં અને સારાં કપડાં પહેરી અતલગના સગા અથવા પીર આગળ આવવું, તેમ નામરહમ સ્ત્રી પુરૂષોનું પોતપોતામાં સાથે બેસી હસવું, બોલવું, તેમ લગ્ન, ખતના, અકીકા વેગેરેમાં જમા થવું, અથવા બરાતમાં જવું, (હાં! નીકાહ વખતે અતલગના સગાઓને ભેગા કરવામાં વાંધો નથી.) જેમ આજકાલ લોકો નામ દારી માટે ખાણાંઓ કરે છે, તેમ કરવાં, વગર જરૂરતનો ખર્ચ કરવો. મૈયત પર જોર અવાજથી રડવું, અને તેનું દસમું, વીસમું, ચાલીશું, વેગેરે કરવું, ગામેગામ થી મૈયતને રડવાને માટે જવું, વારેસો નાનાં હોવા છતાં મરનારનાં કપડાં ખેરાત કરવાં, છોકરીઓને વારસો ન આપવો, ઓદ્ધેદારોએ ગરીબોપર જુલમ કરવો, ખોટો મુકદ્દમો કરવો, મારગેજ ચીજની અથવા રૂસ્વતની આવક ખાવી, મુરત બનાવવી અથવા રાખવી, શોખ માટે કુતરાં પાળવાં, કનકવા ચકાવવા, દારૂખાનું ફોડવું, મરઘા અથવા કબુતરો લડાવવાં, તેમ એ કામો માટે છોકરાંઓને પૈસા આપવા, વાજીંત્રો સાથે અથવા વગર વાજીંત્રે ગાયન શાંભળવું, હાલની ઢબ મુજબ બુજુર્ગોની નીયાજ, ફાતેહા, અગ્યારમી વેગેરે કરવી, તેમજ હાલની ઢબ મુજબ મજલીશે મીલાદ કરવી, (એ વિષે તરીકે મીલાદ જુઓ) જે ચીજો બરકતી છે તેઓની જયારત કરવા માટે ઓરસની જેમ બંદોબસ્ત કરવો, તેમ મરદો ઓરતોએ સાથે ભેગા મળવું, સુબરાતમાં હલવો રાંધવો, મોહર્રમને તેહવાર લેખે પાળવો, અથવા રમજાનમાં કુરાન શરીફના ખતમ પર કાંઇ શીરીની વહેંચવી, ટોચકાઓ કરવા, અથવા શીતળાને માનવા, ફાલ ખોલાવવી અથવા કોઇ નજુ-



પઢીને કાંઈ છુપી ચીજ પુછવી, ગીબત કરવી, ચાડી ખાવી, જુઠું બોલવું, વેપારમાં દગો કરવો, વગર કારણે હરામ નોકરી કરવી, અથવા હલાલ નોકરીમાં કાંઈ બગાડો કરવો, બીજું પોતાના ધણી સાંથે છળ ચલાવવું, અથવા તેનો માલ તેની રજા વગર ખરચાવો, અથવા ધણીની રજા વગર કોઈ જગાએ જવું, હાફેજને મુરદાં પર કુરાન શરીફ પઢી અથવા તરાવીહ પઢાવી મજુરી લેવી, મોલવીઓએ વાએજ કહી અથવા મસઅલા બતાવી કાંઈ લેવું, અથવા ફીસાદી વાતો પેદા કરી બહેસો કરવી, દરવેશો જેવી સુરત બનાવી પીરી મુરીદી કરવાનો લોભ રાખવો, તાવીજ વેગેરે આપવાનો હવસ રાખવો, વેગેરે ઉપલી દરેક બાબતો ન કરવી જોઈએ. ઉપલી બાબતો ઘણીજ ટુંકમાં લખેલી છે, પણ એના ખુલાસાઓ આપણા બીજા રીસાલાઓમાંથી મળી આવશે.



## મળવાનું ઠેકાણું.

હાફેઝ સાલેહ બીન હાફેઝ મોહમદ

રાંદેર, જીલ્લા સુરત.

તથા

મેનેજર, કુતુબખાનયે સાદકયા

રાંદેર.

---